હિન્દુઓની નજરે

# મનુષ્ય જીંદગીની તપાસ.

---

હીરાભાઈ અરદેશર તાતા.

૧૯૧૯.

ફિલસુફીની નજરે

# મનુષ્ય જીંદગીની તપાસ.

---


કર્તા

હીરાંબાઈ અરદેશર તાતા.


---


૧૯૧૯.

# દીબાચો.

આ પુસ્તક પ્રગટ કરવામાં લખનારની મુખ્ય નેમ એ છે કે જે અભ્યાસ અને અનુભવનો લાભ લખનારે મેળવ્યો છે તે લાભ બીજાંઓને પણ મળતો થાય. ફિલસુફી બોલ યુનાન દેશના મશહુર દાનાવોએ લખેલા ગ્રંથોને લીધે યુરોપની ખ્રિસ્તી આલમ મધ્યે તેમજ એશિયાખંડની અરબ અને ઇરાની આલમ મધ્યે જાણીતો થઇ પડયો છે. ફિલસુફીને લગતા બહોળા વિષયમાં કુદરત અને તેના માલેક ખુદા વચ્ચેનો સંબંધ, કુદરતના કારોબારને લગતી યોજના તેમજ ઇનસાન અને તેની જીંદગી અને ખાકી તથા રૂહાની જગતનો અરસપરસ સબંધ, એ સર્વે બાબદોનો સમાવેશ થઇ જાય છે.

જેમ ખ્રિસ્તી અને ઇસલામી મુલકોમાં ફિલસુફીના નામ હેઠળ આ બાબદોનો અભ્યાસ ફેલાતો રહયો છે તેજ મીસલ આપણા હિંદ દેશમાં આવી બાબદોનું વર્ણન આત્મ વિદ્યાને લગતાં પુસ્તકોમાં અનેક ટીકાઓ અને ખુલાસાઓ સહિત પ્રગટ કરવામાં આવ્યું છે. જો કે એવી બાબદોમાં ચોકકસ ગંભીરતા સમાયલી છે તોપણ કેળવાયલી પ્રજાઓમાં આ જાતનો સંગીન અભ્યાસ તથા વાંચણુનો શોખ વધતો જાય છે અને તે સમજવામાં જે મુશકેલીઓ આગળ નડતી હતી તે હાલ દૂર થતી જાય છે; કારણ કે વિદ્યા હુન્નરના વધારાને લીધે કુદરતના કાયદાઓનું ગ્નાન વધારે પ્રમાણમાં મેળવાય છે; કુદરતનો કારોબાર કેવી નિયમિત રીતે ચાલે છે અને કયા કાયદાઓના આધાર ઉપર તે રચાયલો છે એ વિષેનું ગ્નાન મેળવી શકાય છે.

આ ગ્નાન અને શોધોના પરિણામ રૂપે આપણા જરથોસ્તી મજહબમાં સમાયલી કેટલીક મુશકેલ બાબદોબી હાલમાં ફેલાયલી વિદ્યાની મદદથી સમજવાને વધારે સહેલી થઇ છે, અને આપણાં ધર્મનાં શિક્ષણોનો પાયો કેવો સાબુત ને સંગીન છે તે સહેજમાં જણાઈ આવે છે. માટે આ પુસ્તકમાં આપણા જરથોસ્તી મજહબની ફિલસુફી અને તે મધ્યે જણાવેલી જીંદગીના મોતેબર નેમો ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે.

આ પુસ્તક, વાંચનારને સંસારનો બોજો ઉપાડવામાં તથા જીંદગીના જોખમો સાચવવામાં આ પુસ્તકમાં આપેલા ખુલાસાઓ કોઈક રીતે મદદ કરતા થાય, અને એવી ધારણા સાથે, જાહેર આલમને અર્પણ કરવામાં આવ્યું છે.

ધનજીભાઈ પેસ્તનજી કોટવાલ.

# સાંકળીયું.

# ફિલસુફીની નજરે મનુષ્ય જીંદગીની તપાસ.

અનાદિ કાળથી એવું જણાવવામાં આવ્યું છે કે જેને આપણે આદમી તરીકે પિછાણીએ છીએ, તે માત્ર આ બહાર જણાતાં નાશવંત શરીરનું જ બનેલું હોતું નથી, પણ તે એક અમર તત્ત્વનું બનેલું છે કે જેના અનુભવ અને વધારાને માટે આ ખાકી શરીર તેને મળેલું છે. માણસ બોલ સાધારણ રીતે આ દુનિયામાં કામ કરતાં શરીરને માટે લાગુ પાડવામાં આવે છે, પણ ફિલસુફીનાં રીતે ખરૂં માણસ તેજ છે કે જે ગુહ્ય રીતે આદમીના રાહબર તરીકે છે અને જેને ધર્મમાં રવાન તરીકે પિછાણવામાં આવે છે.

## શરીરનાં તત્વો.

સાધારણ નજરે જોતાં આદમીનું શરીર ચાર જાણીતાં તત્ત્વોનું બનેલું માલમ પડે છે. તે તત્ત્વો ઉપરાંત અગાઉના ડાહ્યા પુરૂષો જણાવે છે કે ખુલ્લી આંખે જાણી ન શકાય તેવી રીતે તેમાં બીજાં તત્ત્વોનો સમાવેશ થયેલો છે. શરીરની બાંધણીમાં નકકર, પ્રવાહી, વાયુ અને ગરમીના પદાર્થો આવેલા છે, જે છુપું તત્ત્વ છે તેને "ઇથર" કહે છે, અને તે "ઇથર"ની તેના ઘટપણાના સુમારને આધારે ચાર ભાગોમાં વહેંચણી કરી છે, અને તે ચાર ભાગો પહેલા, બીજા, ત્રીજા અને ચોથા નંબરના "ઇથર" તરીકે ઓળખાય છે.

બારીક અવલોકન પરથી માલમ પડયું છે કે આ દુનિયાની દરેક નાની તેમજ મોટી વસ્તુઓ ઘણીજ બારીક રજકણોના મિશ્રણની બનેલી હોય છે, જે બારીક રજકણોને ઇંગ્રેજીમાં "સેલ્સ" કહે છે. આ રજકણોમાં પોતાની તરફ બીજી રજકણોને ખેંચવાનો અને પાછી હઠાવવાનો ગુણ હોય છે. એક સરખી ખાસયત ધરાવતી રજકણો સાથે મળીને રહે છે. એવી રીતે થોડી રજકણોના સાથના મેળાપને પરમાણુઓ કહે છે અને જેને પદાર્થ કહે છે તે એવા પરમાણુઓનો બનેલો છે.

આ પરમાણુઓને ઇંગ્રેજીમાં "મોલેક્યુલ્સ" કહે છે. એક પરમાણુને જ્યારે બારીક રીતે સુક્ષ્મદર્શક યંત્રની મારફતે તપાસવામાં આવે છે, ત્યારે તે ઘણીજ ઝીણી રજકણો યા "સેલ્સ"નું બનેલું માલમ પડે છે.

ચાર જાતના "ઇથર"માં સૌથી પહેલા નંબરનું "ઇથર" બહુજ સુક્ષ્મ હોય છે, અને તેથી ઉતરતે તબકકાનાં "ઇથર" ઘટ થતાં જાય છે, માટે પહેલા નંબરના "ઇથર" કરતાં ચોથા નંબરનું "ઇથર" વધુ પ્રમાણમાં ઘટ હોય છે.

આ દુનિયાની દરેક વસ્તુ આ પહેલા નંબરના "ઇથર"ની જૂદી જૂદી સંખ્યામાં અને તરેહવાર રીતની ગોઠવણથી બનેલી હોય છે. જૂદી જૂદી રૂપની આ જગતની અનેક વસ્તુઓ બનાવવામાં એજ પહેલા નંબરના ઇથરની બારીક અદ્રશ્ય રજકણો કામે લાગેલી હોય છે, જેથી એમ કહેવામાં આવે છે કે બહારથી દરેક વસ્તુઓ જૂદી જણાય છે, પણ મૂળ પદાર્થ એકજ જાતનો છે.

એમ કહેવામાં આવ્યું છે કે રવાનને આ જગતમાં કામ કરવા માટે શરીરની જરૂર હોય છે, અને શરીર વગર તે બાકી દુનિયાનું જ્ઞાન મેળવી શકતું નથી. માટે જેમ બને તેમ ઉત્તમ પ્રકારનું શરીર બનાવવાની કોશેશ થવી જોઇએ. આદમીનું શરીર આ દુનિયામાં સર્વથી શ્રેષ્ટ ગણવામાં આવ્યું છે, કારણકે તેમાં રવાન પોતાની ઘણી શક્તિઓ જાહેર કરી શકે છે, જ્યારે માણસથી ઉતરતે દરજ્જેના શરીરોમાં તેની શક્તિઓ જોઇએ તેવી રીતે બહાર આવી શકતી નથી.

રવાનની દરેક શક્તિઓને બહાર લાવવા માટે માણસના શરીરની ખીલવણી થવી જોઇએ અને તદુરસ્તીના નિયમને આધારે દરેક શરીર માટે રૂચતા ખોરાકની પસંદગી થવી જોઇએ. કુદરતના કાયદાને આધારે રવાનનું વધવું બહુ ધીમું હોય છે, કારણ કે કુદરત કુદકે ભુસકે આગળ વધતી નથી પણ સાબુત કદમે ધીરેથી આગળ વધે છે.

## રવાનનું આગળ વધવું.

સર્વથી પહેલાં આ દુનિયામાં જીંદગી ભોગવવા માટે રવાનને મૂળ તત્ત્વ અથવા 'અલીમેંન્તલ એસન્સ'માં રહેવું પડે છે, જે મૂળ તત્ત્વ ચાર જાતના "ઇથર"નું બનેલું હોય છે, ત્યાર પછી તેનું વધવું ખનીજ

પદાર્થમાં થાય છે અને જમાનાઓ સુધી તેમાં રહેવું પડે છે. વનસ્પતિ વર્ગમાં તે એક તબકકો ખનીજ પદાર્થથી આગળ વધે છે. કુદરતની મિનોઇ યા ગેબી શક્તિઓના હાથમાં ખનીજ અને વનસ્પતિના ભાગોની વૃદ્ધિ કરવાનું હોય છે કે જે શકિતઓ કુદરતને મદદ કર્તા તરીકે છે.

જાનવર અને પશુ પંખીના વર્ગમાં રવાનના વધારા માટે સહેજ ઇચ્છાશકિતનું બહાર પ્રગટવું જણાય છે કે જે પસંદગી અને અણુગમો જાહેર કરે છે. જે જાનવરોને પાળી શકાય છે, તેઓ આદમીના સમાગમમાં આવવાથી તેઓના રવાનની વૃદ્ધિ આગળ વધે છે, કારણ કે તેઓ માણુસ સાથ પલોટાયાથી યા તેના સંબંધમાં આવવાથી પ્યાર અને ધિક્કારની લાગણી સહેજ રીતે દેખાડી શકે છે, જે પ્યાર અને ધિક્કાર પસંદગી યા અણુગમો હોય છે. આ કારણને સબબે તેઓને એ ફાયદો હાંસલ થાય છે કે એવાં પાળેલાં જાનવરો પોતા માટે એક જૂદું રવાન ખેંચી શકે છે.

ખનીજ અને વનસ્પતિ વિભાગોમાં દરેક માટે જૂદું રવાન હોતું નથી, પણ જૂદા જૂદા ખનીજ અને વનસ્પતિના ભાગો માટે રવાન એક સમુદાયમાં અથવા જથ્થામાં હોય છે, જે સમુદાયને ઇંગ્રેજીમાં "ગ્રુપ-સોલ" કહેવામાં આવે છે. જ્યારે એક જાનવર જંગલી અવસ્થામાંથી આગળ વધી પાળી શકાય તેવાં જાનવરને દરજ્જે પુગે છે, ત્યારે વખતના વહેવા સાથે તેનામાં પ્યાર, બ્હીક અને ધિક્કારની લાગણીઓ ઉત્પન્ન થાય છે, જેના પરિણામમાં તે પોતાનું અલગ જૂદું રવાન તેને લગતા "ગ્રુપ-સોલ" અથવા સમુદાયમાંથી ખેંચી શકે છે, જે રવાન તે માત્ર આ સમુદાયનો એક નજીવો ભાગ હોય છે.

કોઇ પણ જાતના શરીર મારફતે રવાનનું પ્રગટ થવું એટલે તે શરીરમાં જૂદી જીંદગી માટે અથવા "હું હસ્તી ધરાવું છું" યા "હું છું" એવી રીતનું ભાન થવું તે છે. એવી રીતે હુંપણાનું ભાન લાવનાર રવાન છે કે જે પોતાના વધારા માટે જૂદી જૂદી જાતનાં શરીરોનો ઉપયોગ કરે છે, અને હરદમ તે શરીરોને પોતાને લાયકના કરવા માટે કોશેશ કરે છે, કારણ કે જો શરીર રવાનને લાયકનું હોતું નથી તો તેવું શરીર તેને થોડા વખતમાં છોડી દેવું પડે છે, યા તેને પોતાની શકિતઓ જાહેર કર્યા વગર એવી સંકડાયેલી હાલતમાં રહેવું પડે છે.

## શરીર સાધના જોડાણનો કાયદો.

કેવા સંજોગોમાં અને કેવી જાતોના લાયક યા નાલાયક શરીરોમાં રવાનને કામ કરવાનું નકી થાય છે એ કુદરતના મહાન બે કાયદાઓને આધારે હોય છે. એકને કરણીનો યા કર્મનો કાયદો કહે છે અને બીજાને ફરી ફરીને પદાર્થનું પ્રગટ થવું યા જન્મ લેવો કહે છે. કરણીના કાયદાને અમલમાં મુકવા માટે ફરી ફરીને જન્મ લેવાનો કાયદો હસ્તી ધરાવે છે, કારણ કે જો વારંવાર પદાર્થનું પ્રગટવું યા જન્મ ન થાય તો કરણીના કાયદાની હસ્તી શા માટે હોવી જોઇયે અને કોણ પર લાગુ પડી શકે ?

રવાનને આદમીના ભાન યા હુશિયારી સાથ સંબંધ હોય છે, અને શરીર મારફતે હુશિયારીનું પ્રગટ થવું રવાનને આભારી છે. દરેક માણસમાં એક સરખી હુશિયારી જોવામાં આવતી નથી તેનું કારણ આ છે કે દરેકના રવાન જૂદાં હોય છે, અને તેઓની વૃદ્ધિના પ્રમાણ પ્રમાણે ચઢઉતર તબક્કા પર હોય છે. આ કારણને લીધે ધર્મમાં અશો અને આગળ વધેલાં માણસોનાં રવાનો ઝળકતાં અને તેજસ્વી સુંદર રંગનાં હોય છે એમ કહેવામાં આવ્યું છે અને રવાનનું આગળ વધવું કુદરતની મહાન સચ્ચાઇઓ પર રચાયલું છે. રવાન જ્યારે માણસના શરીરમાં આ દુનિયામાં હોય છે, તે વેળા શરીર આ દુનિયામાં કામ કરવા માટે એક હથિયાર જેવું થઈ પડે છે, તેથી તે શરીર મારફતે જીંદગી ગુજારતી વેળા ચોક્કસ નેમી આપેલા કાયદાઓ પાળવાથી રવાનની બહેતરી માટે તેનું આગળ વધવું થાય છે.

એનો સબબ એ છે કે કોઇ પણ વસ્તુ પછી તે ગમે એટલી નિર્જીવ જણાતી હોય તે એમનીએમ જ્યાંની ત્યાં પડી રહેવાને સરજાયલી હોતી નથી, કારણ કે આખા જગતમાં વૃદ્ધિનો કાયદો કામ કરે છે, તેથી મોડે યા વહેલે આ વિશ્વમાં જે પદાર્થ વ્યાપી રહેલો હોય છે, તે સર્વેનો આગળ વધારો થવાનું નિર્માણ થયેલું છે. હાલનું વિધાશાસ્ત્ર જણાવે છે કે પદાર્થ જે બારીક રજકણોના મેલાપથી બનેલો છે, તે દરેક નિર્જીવ જણાતી ઝીણી રજકણમાં ગતિ હોય છે, અને ઘણા લાંબા વર્ષોના વહેવા પછી આ નિર્જીવ જણાતા પદાર્થનું પણ આગળ વધવું થાય છે.

આ પરથી જાણી શકાશે કે દરેક વસ્તુમાં યા આ જગતની ઉત્પત્તિમાં તેની અંદર દ્રશ્ય અથવા અદ્રશ્ય ગતિ સમાએલી હોય છે, અને હસ્તી

માત્ર આગળ વધવા અને અનુભવ લેઇ તે કિર્તારને પિછાણવાને માટે પેદા થયેલી હોવી જોઇએ.

હિંદુ ધર્મમાં રવાનને જીવ અથવા જીવાત્મા તરીકે પિછાણે છે, અને સર્વે તરફ દયા રાખવી. પ્રેમભાવ બતાવવો, કુલ પેદાયશ સાથ ભ્રાતૃભાવથી વર્તવું, એવા જે બોધો ધર્મો મારફતે મળે છે, તેનું કારણ પણ એજ છે કે સર્વે જાતના જીવાત્માઓ અથવા રવાનો એકજ મુળમાંથી આવ્યાં છે, અને તેઓ એકજ બાપનાં નાનાં મોટાં છોકરાંઓ સમાન છે.

સર્વે છોકરાંઓનું પોષણ કરવાને, તેઓને કેળવીને આગળ વધારવાને અને સુખી બનાવવાને જેમ એક બાપની ફરજ હોય છે, તેમ આ જગતનો પેદા કરનાર પણ સર્વે જીવાત્મા માટે કાળજી રાખે છે, અને નાનામાં નાના જીવોથી તે મહાન પુરૂષો અને સઘળી મિનોઇ હસ્તીઓનું તે એકલો પોષણ કર્તા થઇ પડે છે. સર્વે જીવાત્માઓને કેળવવા માટે તરેહવાર જાતની યુક્તિઓ આ દુનિયામાં કામે લાગેલી હોય છે, અને તે યુક્તિઓને દુનિયાના કારોબારમાં ફતેહમંદ કરવાને માટે ચોક્કસ કાયદાઓ બાંધવામાં આવ્યા છે, કે જે કાયદાઓ ધર્મો, હુન્નર અને વિદ્યાની મારફતે આદમીને જેટલો તે લાયક થાય છે તેટલે દરજ્જે શીખાડવામાં આવે છે.

આ કાયદાઓ અથવા નિયમો માટે એમ કહેવામાં આવે છે કે તેઓ કુદરતની સચ્ચાઇઓ છે, અને આદમી દુનિયાના વમળમાં વિંટળાયેલું હોવાને લીધે આ સચ્ચાઇઓ ભૂલી જવાને પાત્ર છે, તેથી લાંબા કાળના અંતર પછી વારંવાર જૂદા જૂદા ધર્મો મારફતે કુદરતની બનાવટ અને તેની રચનાના આધાર માટે જે નિયમો ઘડાએલા છે, તેનું જ્ઞાન માણસને સંજોગ અને કાળ પ્રમાણે કુદરતને પિછાણનારાઓ તરફથી બક્ષવામાં આવે છે.

## રવાનની મન મારફતે કેળવણી.

સર્વે રવાનો યા જીવાત્માઓ જૂદા હોવાને લીધે આપણને તરેહવાર જાતનો ફરક આદમીની હુશિયારીમાં માલમ પડે છે. કુલ પેદાયશમાં મનુષ્ય બુલંદ દરજ્જો ભોગવે છે તેનું કારણ એ છે કે તે જ્ઞાન લેવાને લાયકનું છે, કારણ કે તેનામાં મનશક્તિ હોવાને લીધે તે વિચાર કરી શકે છે, અને તેથી કોઇ પણ બાબદ માટે જો શ્રમ લેવામાં આવે તો તે જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. વિચાર શક્તિની શરૂઆત જ્યારે એક જીવાત્મા પાળી શકાય તેવાં જાનવરનાં શરીરમાં હોય છે ત્યારથી થાય છે, અને આદમીને એવાં જાનવરો ખપ લાગે છે તેથી

તેના સમાગમમાં આવવાથી આ પશુ જીવોની વૃદ્ધિ થાય છે. પરિણામમાં તેઓ દરેક પોતાને માટે એક અલગ રવાન યા જીવાત્મા ધરાવવાને લાયકના થાય છે, જેથી તેઓને ઘણીજ શરૂઆતની વિચારશક્તિ આવે છે અને પહેલે જંગલી માણુસ તરીકે આ દુનિયામાં જન્મ લેવાને સામર્થ્યવાન બને છે.

આ જીવાત્માને ઘડવા યા કેળવવા માટે કુદરત તેને તરેહવાર જાતના સંજોગોમાં મુકે છે, અને તે જીવાત્મા પોતાનું બળ દિન પ્રતિદિન વધારતો જાય તે માટે તેને થોડું છૂટાપણું અને થોડા પ્રમાણમાં ઇચ્છા શક્તિ આપવામાં આવી હોય છે. તેની કેળવણી અધુરી ન રહે અને તેને સંપુર્ણ કુદરતનું જ્ઞાન મળે તે માટે વારંવાર તેને આ દુનિયામાં જન્મ આપવામાં આવે છે, જેથી તે જુદી જુદી જાતનાં સુખ અને દુઃખના અનુભવમાંથી પસાર થાય છે, જે અનુભવ તેનામાં હુશિયારી લાવે છે અને વધુ ને વધુ તે જ્ઞાન લેવાને લાયકનો બને છે.

જમાનાઓ સુધી આ કામ ચાલ્યા પછી તે જીવાત્મા એક એવી હાલતે આવી પુગે છે કે આપણે તેને આગળ વધેલા સુધરેલા માણુસ તરીકે પિછાણીએ છીએ. એવા માણુસના શરીરમાં રવાન પોતાની શક્તિઓ વધુ જોશથી પ્રગટ કરી શકે છે, અને તેને પોતાપણાનું તથા હુંપણાનું વધુ ભાન થતું રહે છે. સુધરેલા દેશોમાં મનશક્તિનું જોર વધુ જોવામાં આવે છે અને ઘણી ખંત સાથે તેની ખીલવણી થાય છે, જે દેખડાવે છે કે રવાન વધુ પ્રમાણુમાં પોતાની શક્તિઓ શરીર મારફતે બહાર પ્રગટ કરવાને તલપે છે, અને તે શરીરને પોતાની ઇચ્છાને અનુસરતું બનાવવાને મહેનત લે છે.

મન શક્તિના પ્રતાપે ભલું અને ભુંડુ પિછાણી શકાય છે, ખરાં ખોટાંનો તોલ થાય છે અને ફાયદા ગેરફાયદા માટે લડત થઇ શકે છે. મનુષ્યમાં આ મારૂં છે અને આ બીજાનું છે એવું ભાન લાવનાર આ મન શક્તિ છે. આદમીનો આધાર દુનિયાની સફરમાં એની પર રહેલો હોય છે, જેથી તે સફર દરમ્યાન મનશક્તિનો વાજબી રીતે ઉપયોગ કર્યાથી પોતાને સુખી યા દુઃખી બનાવી શકે છે, બીજાના ઉપયોગમાં આવી શકે છે અને દુનિયાને માથે એક બોજા સમાન નહિ થઇ પડતાં કુદરતને મદદ કર્તો થઇ પડે છે.

એક જંગલી ગુલાબના છોડવાની ખીલવણી કર્યાથી તેને એક મનોરંજક, સુંદર, ખુશબોદાર ફુલો ધરાવતાં ઝાડમાં ફેરવી શકાય છે, તેવી રીતે આ શરૂઆતની મન શક્તિ પછવાડે મહેનત લેવાવી જોઇએ, અને તે સારી વલણો

અખત્યાર કરે તે માટે શરૂઆતમાં તેને સીધે રસ્તે દોરવવાને તેનેથી ચઢતા તબક્કાના મનુષ્ય સાથ સંબંધમાં આવવાની ઘણી જરૂર હોય છે. આ જરૂર કુદરતે આ જગતમાં ઘણી સારી રીતે પુરી પાડી છે, અને દર એક તબક્કા માટે આદમીની નજર સનમુખ જીંદગી ગુજારતાં ઘણા માણસોના દાખલા તે જોઇ શકે છે. તેઓની જીંદગી પરથી જો તે ધડો લે છે તો આયંદે પોતાની જીંદગીપર અસર લાવે છે, અને ઘટતો ફેરફાર તેમાં જો કરવો પડે છે તો પોતાને મલેલી ઇચ્છાશક્તિના જોરે તે કરી શકે છે, અને રફતે રફતે આગળ વધતાં તે પોતા માટે વિચાર કરી શકે છે, દુનિયાની બાબદો જાણી શકે છે, વિદ્યા હુન્નર અખત્યાર કરી જ્ઞાન લેઇ શકે તેવી હાલતે પુગે છે.

## મન કેમ કાર્ય કરે છે.

દુનિયામાં જીંદગી ગુજારતાં મન શક્તિપર બે બાજુથી અસર થાય છે. સર્વે જાતની બદીઓની લાલચ, વૈભવ અને જગતની મોહ પમાડનારી વસ્તુઓ તેને પોતા તરફ ખેંચે છે બીજી બાજુથી વિદ્યા, હુન્નર, એલમ હાંસલ કરવા માટેની ઇચ્છા તેને આગળ વધવા માટે કોશેશ કરવા દોરવે છે, અને તેની નજર આગળના ચઢતાં માણસોના દાખલા તેને તેઓના જેવો થવા માટે પોતાનો સુધારો વધારો કરવાને સૂચવે છે. આ જાતના ખેંચાણપાં જગતની કોઇ પણ વસ્તુ ધરાવવા યા ભોગવવા માટે તેને જોઇતા પ્રકારનું દામ આપવું પડે છે, અને તે મેલવવા માટે તેને લાયકનો શ્રમ ઉઠાવવો પડે છે, જેના પરિણામમાં તે એક વિચારવંત, સભ્ય અને સુધરેલું આદમી બની શકે છે. ઘણી જાતની સારી યા માઠી ટેવો તેને પડે છે, કે જે આદતો તેણે સારા વા માઠા ગુણો જગતમાં જીંદગી ગુજારતી વેળા મેળવ્યા હોય તે પર આધાર રાખે છે.

મનશકિતને લીધે મનુષ્યમાં હુંપણાનું ભાન થાય છે કે જે તેની વૃદ્ધિ કરવા માટે ચોક્કસ દરજ્જે કામનુ થઇ પડે છે મનને લગતી શકિતઓ ખીલવવામાં એ મદદ કરે છે અને આદમી એક બીજાંથી જૂદું છે એવા બહારના ફરકો લાવનાર પણ એજ છે. મનશકિતના પ્રતાપે તરેહવાર જાતનાં કળા કૌશલ્ય આદમી ગ્રહણ કરી શકે છે, વિદ્યા હુન્નરનો ફેલાવો કરી શકે છે, તે બીજાંથી જૂદો છે તે માટે ભવિષ્ય સુધારવાની કોશેશ કરે છે અને આગળ વધવા માટેની કાળજી તેને ઉદ્યોગી બનાવે છે દરેક માણસને પોતાનો વધારો કરવા માટે એક સરખા તકો મળતી નથી, પણ કરણીના કાયદાને આધારે થોડી ઘણી તકો દરેકને જૂદી જૂદી રીતે આવી મળે છે. મળતી તકોને ઉપયોગમાં લેવા યા

પડતી મુકવી તેનો આધાર આદમીની મરજી પર હોય છે, અને આ તકોને કેવા ઉપયોગમાં લીધી છે તેને આધારે કર્મફળ યા નશીબ ગોઠવાય છે, જેથી તેને લગતું સુખ દુઃખ ભોગવવાને તે લાયક થાય છે. આ તકોમાં તેની જીંદગીની ચંઢતા યા ઉતરતા દરજ્જાની સ્થિતિ, મનની હુશિયારી, ખાનદાની કુલીનપણું, સારા યા નઠારા માણુસોનો સંગ અને જીંદગી ભોગવવાની રૂઢીઓનો સમાવેશ થાય છે પણ તેની સારી યા નઠારી ખાસ્યત, અંતઃકરણના ગુણો અને મનની વલણો જીંદગીની તેની ગમે તેવી હાલતમાં તે ખીલવી યા વધારી શકે છે, અને તેને જીંદગી ગુજારતી વેળા જે જાતની આદતો પાડી હોય છે તેના પ્રમાણ પ્રમાણે વધતું ઓછું જોર મેળવી શકે છે.

## જીંદગીની તકો.

કુદરત તરફની બક્ષીસો અને મળેલી તકોનો સારો યા બુરો ઉપયોગ કર્યાથી તેને લગતું સુખ દુઃખ હાંસલ થાય છે, અને અનુભવથી માણસ શીખી શકે છે કે બૂરૂં કરવાથી તેના પર દુઃખ આવી પડે છે, અને પોતે જો સારા સંજોગોમાં ન મુકાયો હોય તો છતાં જો ભલું કરવાની નેમ રાખીને પોતાનો વધારો કરવાને મહેનત લે છે, તો આયંદે તે પોતાનું ભલું કર્યા ઉપરાંત બીજાને પોતાની શકિત પ્રમાણે મદદ કરી શકે છે.

સારા સંજોગો અને મનને લગતી ચાલાકીથી માણસ અભિમાની થઇ શકે છે, અને પોતાનેથી ઉતરતા દરજ્જેના કમજોર આદમીને ચાહે તો પાયમાલ કરી તેનો નાશ લાવી શકે છે, તે કારણને લીધે આદમીનો ગર્વ હદમાં રહે અને તે ફુલાઇ ન જાય તે માટે કોઇ પણ મનુષ્ય કોઇબી વખતે દુઃખને પ્રાપ્ત હોય છે; જેથી તેની અભિમાની વૃત્તિ તુટે છે અને નરમાશથી દયાની નજરે સર્વે બનતા બનાવો નિહાળતાં શીખે છે, તે માટે આદમીની જીંદગીમાં સુખ દુઃખનું ભેગું તત્ત્વ માલમ પડે છે.

મનશકિત જૂદાપણું ઉત્પન્ન કરે છે તે અગત્યતા એટલા માટે ધરાવે છે કે તેથી આગળ વધવાને આદમીને ઉત્તેજન મળે છે, હુંપણાને લીધે વધારો કરવાના માર્ગમાં યા ખરાબીના માર્ગમાં જવાની તે હિમ્મત કરે છે, અને તેની મરજીને અનુસરતાં સાધનો બનાવી શકે છે જેની મારફતે જીંદગીની મુસાફરી સહેલી યા મુશ્કેલ થાય છે.

જીંદગીની હારજીતની લડાઇમાં જોઇતી સામગ્રી કરવામાં મનશક્તિ બહુ ખપ લાગે છે, જેને કેળવણીથી ચપલ અને ચંચલ બુદ્ધિની કરી શકાય છે અને અભ્યાસથી નિયમમાં રાખી શકાય છે. જીંદગીના દર પગથિઆપર કેળવાયલું મન મદદ કરે છે, અને સારા પ્રકારની કેળવણી જીંદગીમાં આશિર્વાદ સમાન થઇ પડે છે. કેળવણીનાં રૂડાં ફળો જગતના જાહેર પુરૂષો અને સ્ત્રીઓની કારકીરદીમાં ખુલ્લાં માલમ પડે છે, અને સારો અભ્યાસ મનની નઠારી વલણો સુધારવામાં મદદ કરે છે અને તેને નિયમમાં રાખી ચાલાક બનાવે છે. કેળવણીની અસર માણસની વર્તણુકપર પણ થાય છે, અને ગુણદોષને લગતાં સારાં લક્ષણો એની મદદથી લેઇ શકાય છે. જંગલી અને સુધરેલાં આદમીમાં તફાવત નજરે પડે છે તે કેળવણીને લીધે હોય છે. ઉત્તમ પ્રકારની કેળવણી વગર જીવનું સાર્થક થતું નથી, કારણ કે કુદરતને લગતી ગુહ્ય બાબદોનો અભ્યાસ કેળવાયલું મન વધુ સહેલથી કરી શકે છે, અને જ્ઞાનના જોરે પોતાની ખંત અને મહેનતના સબબે કુદરતની બારીકીઓ પિછાણી શકે છે. સાધારણ આદમી કરતાં સારા ગુણનું કેળવાયલું માણસ જગતના ફાયદા માટે પોતાનો સારો હિસ્સો આપી શકે છે, જેથી તે પોતાના કુટુંબ ઉપરાંત ઘણા જણના ખપમાં આવી શકે છે.

## વિચારો અને લાગણીઓની અસર.

જીંદગી દરમ્યાન શરીરમાં ભલી બૂરી લાગણીઓ ઉત્પન્ન થાય છે અને મનની મારફતે વિચારો પેદા થાય છે ઇનસાન તરીકે આ દુનિયામાં જીંદગી ગુજારતી વેળા ભલી લાગણીઓનો વધારો કરવો, અને બૂરી લાગણીઓને દૂર કરવી યા તેઓને ભલા લાગણીઓમાં ઇચ્છાશક્તિના જોરે ફેરવવી એવું ફરમાન ધર્મો અને ફિલસુફીમાં આપવામાં આવ્યું છે. અનુભવપરથી એ સિદ્ધ થયું છે કે જેમ વિચારની અસર શરીર પર થાય છે, તેમ લાગણીઓ પણ શરીરમાં અસર કરે છે અને ખુશાલી, દિલગીરી, નાસીપાસી અને ગુસ્સાઓ પોતાનું કામ શરીર મારફતે કરે છે.

શરીરમાં ઉત્પન્ન થતી લાગણીઓ અને વિચારો માટે રવાન એક ભોમિયા તરીકે કામ કરે છે, અને મનની મારફતે તરેહવાર જાતના જીંદગીને લગતા ફાંદા ફરેબમાં ફસતાં આદમીને બચાવવાને હરદમ ઇશારો કરે છે. વિચારો અને લાગણીઓની મારફતે જાહેરમાં આવ્યા વગર રવાન પોતાનું કામ કરી શકતું હોવાને લીધે, ધર્મ અને ફિલસુફીમાં મન અને લાગણીઓને શુદ્ધ કરી

પવિત્ર બનાવવાની ફરજ મુકવામાં આવી છે. એક મુસાફર જ્યારે પરદેશની મુસાફરી કરે છે ત્યારે એક ભોમિંયાને સાથે લે છે, અને તેની સૂચનાઓ પર જોઇતું ધ્યાન આપે છે અથવા બેદરકાર બની ભોમિયો હોવા છતાં પોતાને મનને ભાવતું કરે છે. તેવી રીતે માણુસ જો પસંદ કરે તોજ રવાનની ચેતવણીઓને માન્ય કરે છે યા તેની તરફ બેદરકાર બની જગતની મોહજાળના જોખમો બેડે છે. જેથી તેને કડવા અનુભવમાંથી પસાર થવું પડે છે અને જીંદગીના મુસાફરીમાં ચિંતા ફિકરમાં રહેવુ પડે છે. મુસાફર પોતાની મરજી પ્રમાણે ચાલતાં પરદેશમાં ભૂલા પડી શકે છે, અને ભોમિયાની રાહબરી વગર પોતાની ખરી જગ્યા પર જતાં વિલંબ લાગે છે, તથા જાત જાતની હાડમારીઓ ઉઠાવવી પડે છે, કારણ કે ભોમિયા વગર ખરો રસ્તો માલમ પડી શકતો નથી, અને દુઃખી થવાથી તેની ગેરહાજરી માટે તે વિલાપ કરે છે. મુસાફર દુઃખી થઇ માત્ર બળાપો કર્યા કરે તો તેમાં તેની ફતેહ થતી નથી, પણ હિમ્મત રાખી રસ્તો શોધી કાઢવાને પ્રયત્ન કરે છે, તો ઘણા હાંદેસાઓ પછી તે પોતાની ધારેલી જગ્યા પર જઇ શકે છે યા તેનું શરીર દુઃખ ખમવાથી નબળું પડી જઇ મરણ પામે છે.

## રવાનની પાસબાની.

હવે રવાન જે એક અણદીઠ ભોમ્યા તરીકે કામ કરે છે, તેને માટે કોઇ પાસબાન હોવો જોઇયે અને તેથી આત્મા યા ફરોહર રવાનની પાસબાની કરે છે. ધર્મોમાં અશો ફરોહરો અથવા પવિત્ર આત્માઓની જગેજગ તારીફ કરવામાં આવી છે, અને જણાવ્યું છે કે તેઓ બહુ બુલંદ દરજ્જેના અને આરાધનાને લાયકના હોય છે, કારણ કે જગતના કલ્યાણ અર્થે તેઓ કુદરત સાથે એક થઈ કુલ પેદાયશના વધારાને માટે કાર્ય કરે છે. ફરોહર અથવા આત્મા પણ અદૃશ્ય રહી પોતાનું કામ બજાવે છે, અને રવાનને આગળ વધારવા માટે ચાલુ બસારત કરે છે. પોતાના પાસબાનની સૂચનાઓ કબુલવાને રવાન તત્પર હોય છે, પણ આદમીનું મન જો મક્કમ હોતું નથી તો તેના તરેહવાર તુરંગો અને ધાંટાઓ આ બસારત રૂપી ઇશારાઓની દરકાર કરતું નથી, અને માણુસ પોતાના મનોવિકાર પ્રમાણે જીંદગી ગુજારે છે.

દુનિયામાં એકબીજાને મદદની જરૂર હોય છે કોઇની મદદ લીધા વગર તદન એકલું એક માણુસ આ ધરતીપર વસી શકતું નથી. તેવી રીતે વિચારો

અને લાગણીઓને દોરવવાને રવાન કામ કરે છે, અને તેને મદદ કરવાને ફરોહર તેનો નિઘહેબાન થાય છે. એ દેખાડાવે છે કે જીંદગીની ચઢ ઉતર હાલતમાં એકબીજાની ગરજ પડે છે, એકબીજા માટે દીલસોજીની જરૂર હોય છે અને બુલંદ દરજજેના મનુષ્યો માટે નબળાંઓને ટેકો આપી જરૂરી મદદ પહોંચાડ-વાની ફરજ આવી પડે છે.

## આદમીનું મુળ.

ધર્મ અને ફિલસુફીમાં એમ જણાવ્યું છે કે આદમીનું મુળ ઇશ્વરી છે અને આ જગતના રચનારને એક બળતા આતશની ઉપમા આપવામાં આવી છે, જેમાંથી અગણિત ચિંગારીઓ બહાર આવે છે, જે કુલ હસ્તીને જગતાં ફરોહરો છે. તેઓ પોતાના પિતા અથવા બનાવનારથી જૂદાં પડે છે અને આ દુનિયામાં અનુભવ ને જ્ઞાન લેવાને આવે છે, જેથી જૂદી જૂદી જાતના શરીરોમાં તેઓનું દાખલ થવું થાય છે, જાત જાતનાં સંજોગોમાંથી પસાર થવું પડે છે, અજ્ઞાનતાને લીધે દુઃખ વેઠવું પડે છે અને છેલ્લે ડહાપણ મેળવી જ્ઞાની થઇને પોતાના પિતામાં પાછા એક થઇ જાય છે. આ જગતમાં આવી જુદી જુદી હાલતો-માંથી ફરોહરો જોર, ડહાપણ અને જ્ઞાન મેળવે છે, જેથી તેઓ પોતાના કિર્તારને મદદ કરી શકે અને તે સાહેબના કામમાં હમશરીક થાય તેવી હાલતે છેલ્લે પહોંચે છે. આદમીની જીંદગીનો આ ઉત્તમ બદલો છે, જે માટે તેને એક લાંબો ચકરાવો આ જગતમાં લેવો પડે છે, કારણ કે દરેક બાબદની કુશળતા અને સંપૂર્ણતા સહેજ વારમાં મલી શકતી નથી, અને સંપૂર્ણ જ્ઞાન આવે નહીં ત્યાં સુધી ઉંચે દરજ્જે જઇ શકાતું નથી, તેટલા માટે વારંવાર આ દુનિયાનો અનુભવ લેવો પડે છે.

## સુખ દુઃખ—શા માટે?

અંધારી રાત્રે ભર દરિયે એક વહાણ ડોલા ખાતું હોય છે. અને તેના માર્ગમાં નડતા ખડકો માટે દીવાદાંડી દૂરથી ચેતવણી આપે છે. તેથી વહાણનો નાખુદા સંભાળીને વહાણ ચલાવે છે અને નુકશાન કર્તા ખડકોથી દૂર રહે છે. તેવી રીતે આદમીની જીંદગીનું વહાણ સહીસલામત બીજે કિનારે પુગે, તે માટે કુદરતે એવી ગોઠવણ કરી છે કે તેની નજર સંનમુખ ભલા, ડાહ્યા અને જ્ઞાની પુરૂષોની જીંદગી ધડો લેવા માટે મોજુદ હોય છે. કે જેથી માણસ સમજીને પોતાની જીંદગીમાં સુધારો કરી શકે, અને આગળ વધારાને માટે પ્રયત્ન કરવાને ઉત્તેજન મેળવી શકે છે. હરએક

સ્થળે અને સઘળી બાબતોમાં આદમી પોતા કરતાં ચઢતાં મનુષ્યોને જીવન ગુજારતાં જીંદગીના દરેક પગથિયાં પર જોઇ શકે છે, જેથી તે પોતાને લાયકનું શિક્ષણ તેઓના અનુભવ અને જ્ઞાન પરથી લેવાને પાત્ર હોય છે; પણ આદમી એમ વહેલું શીખતું નથી અને ગફલતીમાં રહી જીંદગીના વહાણને ખરાબે અથડાવે છે, તેથી દુઃખ ને આપદામાં ફસી જાય છે.

માણસના મનમાં સંદેહ ઉત્પન્ન થાય છે કે જ્યારે મનુષ્યને સર્વ પેદાયશમાં ચઢતો દરજ્જો આપવામાં આવ્યો છે ત્યારે શા માટે દુનિયામાં ક્લેશ, સંતાપ ને તરેહવાર જાતની વિપત્તિઓ જોવામાં આવે છે? મનુષ્ય આયંદે ઉમદા ગુણો અને શક્તિઓ અખત્યાર કરી કુદરતને મદદ કર્તા તરીકે તેની સાથે એક થનાર છે તો કાંય નહિ ઝડપમાં તેનો વધારો થઇ શકે અને દુઃખ દિલગીરી ભોગવ્યા વગર જીંદગીની લડતમાં ફતેહ મેળવી શકે?

ધર્મ અને ફિલસુફીમાં એમ જણાવ્યું છે કે જે ઉંચે તબકકે આદમીને પુગવાનું છે ત્યાં જવા માટે ખુશાલી અને દિલગીરી, સુખ ને દુઃખ એ દાદરના વચલા પગથિયાં સમાન હોય છે, કારણ કે જો કોઇ આદમી ઘેરના માળ પર જવા માગતું હોય તો નીચેથી એકદમ દાદરના ઉપલાં પગથિયાં પર કુદકો મારી જઇ શકતું નથી, તેવી રીતે દુઃખ અને સુખના અનુભવમાંથી પસાર થવા વગર બુલંદ ટોંચે પુગી શકાતું નથી.

બીજું કારણ એ છે કે જીંદગી દરમ્યાન આદમી એક એક સાથે વ્યવહારમાં આવે છે, અને ચાહે તો તે કોઇને નુકશાન પુગાડે છે યા મદદ કરીને ભલું કરે છે, તેથી તે કરણીના કાયદામાં હમેશાં બંધાયલું રહે છે, અને તેણે જે જાતના વિચારનાં, લાગણીનાં અને કામનાં બી રોપ્યાં હોય છે, તેને લાયકનાંજ ફળ તેને માટે ભોગવવાને તૈયાર થાય છે. કોઇ વેળા આ ફળ ભોગવવાનો વખત લંબાય છે યા તુરત તેની અસર માલમ પડે છે, કારણ કે જેમ ઝાડ પરથી કાચાં ફળો તોડી વપરાસમાં લેઇ શકાતાં નથી, તેમ કરણીની અસર પણ તેના બરોબર વખત, જગ્યા અને આદમીના સમાગમને અનુસરતી થાય છે. કરણીની અસર ભોગવવાને માટે વારંવાર જન્મ મરણના ફેરામાં મનુષ્યને સપડાવું પડે છે, જેથી તે પોતાની વૃદ્ધિ પણ કરી શકે છે, અને જીંદગી ગુજારતી વેળા જે કરજનો બોજો થયો હોય તે સર્વે ચુકાવી આપી શકે છે; છેલ્લે તે જુદા

જુદા અનુભવથી ડહાપણ મેળવે છે અને મન તથા અંતઃકરણની શક્તિઓના જોરે આગળ વધારો કરી તે કિર્તિના કામમાં હમશરીક થવાને લાયક બની શકે છે. જંગલી આદમી, સાધારણ મનુષ્ય અને આગળ વધેલા સંપૂર્ણ માણસોમાં જે તફાવત માલમ પડે છે તે અનુભવ, જ્ઞાન અને શક્તિઓનો હોય છે. અને રફતે રફતે સર્વે માણસો આગળ વધારો કરતાં જાય છે, કારણ કે આદમીનુ ભવિષ્ય વખાણને લાયકનું છે અને અંતે આ કીર્તિવંત ટોંચે સર્વેને માટે જવાનું સરજાયલું હોય છે. આદમી પોતાની ઇચ્છા શક્તિના જોરે જલદી યા ધીમો વધારો કરી શકે છે, દુઃખ યા સુખને પાત્ર બને છે, અને પોતાની હાલત ફેરવવાને શક્તિવાન થાય છે. કોઇને હાની પુગાડવાથી તેની પર દુઃખ આવે છે અને ભલાઇનો બદલો સુખમાં મળે છે.

ધર્મ અને ફિલસુફીમાં પહેલું શિક્ષણ એ માલમ પડે છે કે કોઇનું પણ બૂરૂં કરવું નહિ, અને નિર્દોષ રહી જ્યાંબી તેની જીંદગી ગુજારવાની મુકરર થઇ હોય ત્યાં ખરાં દીલથી જે ફરજ આદમી બજાવે છે તો તેનુ પરિણામ ઘણું ફાયદામંદ હોય છે બીજો બોધ આ છે કે વાજબી અને ખરાં કામો કરવાં, ખોટાં કામોથી હાથ ઉઠાવવો કે જેથી ભલું થતાં શીખાય છે અને ભલાઇ એ સુખ સંતોષનું મુળ છે. ત્રીજી સલાહ એ મળે છે કે આદમીએ આળસુ થવું નહિ, પણ ઉદ્યોગથી સારી બાબદો જાણવા માટે હમેશાં પ્રયત્ન કરતા રહેવું જોઇએ. મહેનત કર્યા વગર પૈસો, કિર્તિ, મનની શક્તિઓ અને અંતઃકરણના ગુણો મેળવી શકાતા નથી, કે જે જીંદગીનાં ઇનામો છે અને તે ઇનામો લેવાને માટે આ સંસાર રચવામાં આવ્યો છે.

## જીંદગીની હારજીત.

ઘણી બાબદોનો અનુભવ અને જ્ઞાન સંસારમાંથી મળી શકે છે, અને જો મનુષ્ય એમાંથી છટકી જઇ જંગલવાસી બને છે તો પોતાના વધારાને નુકશાન પુગાડે છે. કોઇ વેળા સંજોગોને આધારે કોઇ ગુપ્ત બાબદના અભ્યાસ માટે થોડા વખતનો એકાંતવાસ જરૂરનો થઇ પડે છે, પણ આયંદે કુદરતને મદદ કરવા સારૂ આ દુનિયામાં રહીને સંસારમાંજ કામ કરવું પડે છે, તેમાં સઘળી ફરજો અદા કરી, નીતિને માર્ગે ચાલી ઉંચા પ્રકારની જીંદગી ગુજારવામાં જો મનુષ્ય ફતેહ પામે છે તો તેનો ઉત્તમ બદલો કુદરત તરફથી તેને મળે છે.

અંગબળ વધારવા માટે કસરતની જરૂર હોય છે અને માંસ તંતુઓ ખીલવવા માટે એકબીજી ચીજ સાથે જોર કરવું પડે છે, તેવી રીતે જીંદગીની હારજીતની લડાઇમાંથી ઘણું જાણવાનું તેમજ શીખવાનું મળે છે, જેથી દુઃખની વખતે ધીરજ, સંતોષ અને હિમ્મત રાખી શકાય છે. સુખની વખતે મનુષ્ય ગુંડાઇમાં આવી જઇ છકી જવાને બદલે તેનો લાભ પોતે લઈ બીજાને તેનો ફાયદો આપવાને શક્તિવાન થાય છે, તેથી ફિલસુફીમાં એમ જણાવ્યું છે કે દુઃખમાં નિરાશ થઇ નાહિમ્મત ન બનવું જોઇએ અને સુખમાં મલકાઈ જઇ ગર્વિષ્ટ ન થવું પણ જીંદગીમાં ફતેહ મેળવવાને માટે સમતોલપણું જાળવી રાખવું અવશ્યનું છે, જેથી અક્કલ માં વધારો કરી શકાય છે અને ખરા ખોટાનું તોલ કરવાને બની શકે છે. કોઇપણ ચીજની કિંમત આપ્યા વગર તે વસ્તુ મેળવી શકાતી નથી તે માટે જીંદગીની હારજીતમાં તેને લગતાં ફાંફાં માર્યા વગર ખુશાલી મેળવી શકાતી નથી.

જીંદગીની લડાઇ દરમ્યાન તેને લગતી મુશ્કેલીઓ અને આપદાઓ એક વહેતી નદી માફક છે, જેમાંથી પસાર થવાને હિમ્મત અને અક્કલની જરૂર પડે છે અને એ નદીમાં ઝીપલાવ્યા વગર બીજે કિનારેના ખુશબોહાર ઉમદા બગીચામાં દાખલ થઈ શકાતું નથી, જે બગીચામાં વાજબી રીતે ચાલી, ખરી ફરજો બજાવી, ભાઇબંધીથી આગળ વધી એકબીજાને ઉપયોગી થઇ, ભલું કરવાથી પહોંચાય છે. ફિલસુફીમાં જણાવ્યું છે કે સર્વે હસ્તીનું મુળ અને છેવટ એકજ છે કારણ કે તે કિર્તારમાંથી સર્વે આવ્યું છે અને ત્યાંજ પાછું જવું છે, માટે મનુષ્યને માથે ફરજ નાખી છે કે પોતાનો વધારો કરી ખરાઈને તજવી અને ભલી, ઉમદા જીંદગી ગુજારી બીજાને સહાયકારક થવું જોઇએ. આગળ વધારાને માટે સર્વથી પહેલાં એમ વિચારવું જોઇએ કે મનુષ્ય દુષ્ટ નથી, અને જે દુર્ગુણો સપાટીપર જણાય છે તે દુર કરવાને બની શકે છે, તેમજ કાળજી રાખી ખંતથી જો આદમી પોતાના સુધારા માટે કોશેશ કરે છે, તો આ બહારના દેખાતા દુર્ગુણોને તેની સામેના મળતા આવતા સદગુણોમાં ફેરવવાને સામર્થવાન થાય છે. લાંબા વખતની ન ઇચ્છવા જોગ આદત તેને લગતો દુરાચરણ ઉપજાવે છે, તેથી તેને દૂર કરવાને તેટલીજ સંભાળથી ઉપાયો લેવા પડે છે અને ધીરજથી ઘણો લાંબો વખત સુધી તે માટે શ્રમ લેવા પડે છે

જેમ એક ત્રાજવાના પલ્લામાં એક બાજુ શેરનું વજન મુકશું અને બીજા પલ્લામાં અર્ધો શેર મુકશું તો બેઉ પલ્લાં એક સરખાં થશે નહિ. પણ એક ઉપર થશે અને બીજું નમી પડશે, તેવી રીતે લાંબા વખતની બૂરી ટેવ સુધારવાને તેટલીજ મહેનત કરવી પડે છે, અને ઘણા ધ્યાનથી તે દુર્ગુણને ફેરવવાને ચાલુ ખંતથી વિચાર કરવો પડે છે જો આદમી નિરાશ થઇ પોતાનો સુધારો કરવાની આશા છોડી દે છે તો ધીમે ધીમે તે ખરાબીના રસ્તા તરફ વધુ ગબડી પડે છે. કારણ કે જીગરની સારી આશા-ઉમેદો સુર્યના કિરણની માફક માણસની જીંદગીમાં ગરમી આપે છે કે જે ગરમી જીવનશક્તિનો વધારો કરવામાં મદદ કરે છે. આશાના કિરણની મારફતે ઘણી મુશકેલીઓ દૂર કરી શકાય છે, દુ:ખમાં ધીરજ મળે છે અને હિમ્મતથી જીંદગીના રસ્તામાં આગળ જવાય છે.

## બુરો અને ભલા વિચારો.

એકાગ્ર ચિત્તે કરેલા વિચારો આદમીના જીંદગીમાં અસર લાવી શકે છે: કારણ કે વિચાર એક શક્તિ છે જેનો કે જે બરાબર સારો ઉપયોગ કર્યાથી સારૂં પરિણામ લાવી શકાય છે અને એજ વિચારશક્તિનો માઠો ઉપયોગ પણ થાય છે તેને લાયકનું બૂરૂ ફળ લાવે છે. કોઇપણ જાતનું કારણ તેને લગતી અસર લાવ્યા વગર રહે નહિ, એવો કાયદો કુદરતમાં કામ કરતો હોવાને લીધે સારા વિચારની અસર સારી થાય છે અને બૂરો વિચાર તેને મળતો આવતો દુર્ગુણ પેદા કરે છે, એવા રીતે દાલમાં પેદા થતી ભલી લાગણી ઓ આદમીને ભલાઇ તરફ ખેંચે છે. પારકાંને ચહાતાં શીખવે છે અને દાલસોજીથી બીજાના દુઃખમાં ભાગ લેવાને મદદગાર બનાવે છે. બૂરી લાગણીઓથી માણુસ પોતાનો ચઢતો દરજ્જો ભૂલી જાય છે, સ્વમાન ગુમાવી દે છે અને છેલ્લે દુરાચરણી બની પોતે દુ:ખી થઇ બીજાને હાનિ પુગાડે છે, જેથી દુનિયામાં એક બાજા સમાન થઇ પડે છે અને પોતાના કર્તવ્યથીજ પોતાનો નાશ લાવે છે. વિચારો અને લાગણીઓથી જગત માં કામ કરવાની શક્તિ આવે છે. કારણકે મનુષ્યનાં કામો તે તેના વિચારો અને લાગણીઓના પડઘા સમાન છે અને સારા વિચારો ને લાગણીઓ વગર ભલાં કામો થઇ શકતા નથી, જે કામે માણુસની જીંદગીને શોભાવે

છે, તેનું નામ અમર બનાવે છે અને કુદરતને આગળ વધારવાના કામમાં તેને ભાગીદાર કરે છે. એક ઉંઘમાં પડેલા આદમીને જો સર્પ આવીને પગના અંગુઠાપર ડંખે છે તો તેનું ઝેર આખા શરીરમાં ફેલાય છે અને તુરત ઉપાયો નથી લેવામાં આવતા તો વે શરીરનું મરણ આવે છે, તેવી રીતે બુરા વિચારો અને લાગણીઓ મનુષ્યની જીંદગીને ઝેરી બનાવે છે અને વખતસર ચેતીને સુધારો કરવાને જો તે પ્રચ્છતું નથી તો તેની જીંદગીનો નાશ થાય છે અને એવો હવખતનો આવતો નાશ અટકાવવાને માટે ઉમંગ પકડવો જોઇએ.

## ખંત અને ઉમંગ.

ખંતથી સારાને માટે જીંદગીમાં ફેરફાર લાવવાને કોઇબી વેળા શરૂઆત કરવી જોઇએ. ઉમંગ રાખીને એક ચીજના સુધારા અર્થે જો આદમી કોશેશ ન કરતે તો દુનિયામાં જેટલો જ્ઞાન અને વિદ્યા હુન્નરનો ફેલાવો જોઇએ છીએ તેટલો થવા પામતે નહિ અને જગતના પદાર્થની હાલત ચઢતી પંક્તિમાં લાંબા કાળ સુધી આવવાનો સંભવ બહુ દૂર જતે; પણ એવી મહેનતના પરિણામે જગતમાં ભાગ્યશાળી નરનારીઓના સામટાં બળે જુદી જુદી રીતના સુધારાવધારાનાં સાધનો ઉભાં થાય છે, જગતની વસ્તુઓ ચઢતા પ્રકારની બને છે અને તરેહવાર જાતનો કિસ્બ, ઇલ્મ તેમજ વિદ્યાશાસ્ત્ર આગળ વધતું જાય છે. એ પરથી જાણી શકાય છે કે સારા પ્રકારનો ઉમંગ રાખી આદમી પોતાના સુધારા અર્થે જો મહેનત લે તો તે નિષ્ફળ જતી નથી અને પોતાનામાં જ્ઞાનના જોરે સુધારો કર્યાથી તે બીજાને ઉપયોગી થઇ પડે છે. એક બાબદનું જો બરોબર આપણને જ્ઞાન હોતું નથી તો તે બાબદ બીજાને સારી રીતે સમજાવી શકાતી નથી, તેવી રીતે સુધારાને અર્થે જો આદમી કોશેશજ ન કરે, તે તરફ ખંતથી મન ન લગાડે અને તે માટેના જોઇતા ઉપાયો ન લે તો કેવી રીતે તે બીજાંના ભલાંના અર્થે કામ કરી શકે અને કુદરત ના બહોળાં કામમાં મદદગાર થઇ શકે ? તેટલા માટે કાંઇપણ કામ કરવાને ખંત વધુ અગત્યની થઇ પડે છે અને એવી રીતે ચાલુ કામ કરવાથી ખંતનો ગુણ આદમીના સ્વભાવમાં આમેજ થાય છે ખંત રાખ્યાથીજ નજરને ભય પમાડે તેવા પહાડો અને ડુંગરો મનુષ્યના કામની સવળતા માટે કોતરી શકાય છે, નદી, નાળાં ઓળંગી જવાનાં સાધનો તૈયાર થાય છે;

જળ માર્ગે સમુદ્રની સફર નહેરો અને સુખશાન્તિથી ભરપુર બને છે, હજારો માઇલના છેટાંઓ થોડા દહાડામાં કાપી શકાય છે અને જીંદગી જોખમમાં ન આવી પડે તે માટેના સુખચેનના ઉપાયો લેવાને આદમી શક્તિવાન થાય છે.

## ખુશ મિજાજ.

એ સઘળું બજા લાવવાને માટે ખુશ મિજાજ એક કાર્યસાધક ઉપાય છે, કારણ કે જીંદગીમાં મળતી મુસ્કેલીઓ કોઇ વખતે એક પછી એક ચાલુ આવતી રહે છે, જેથી આદમી નિરાશ થઇ જઇ સઘળી કોશીશ કરવાનું છોડી દે છે, અને નાહિંમત બની ખોટાં વમાસણમાં પડે છે, તેવી વખતે આનંદનો પ્રકાશ તેના જીગરમાં ઉત્સાહ લાવે છે, અને ખુશ સ્વભાવ શરીરને અને મનને મુશ્કલીના બોજા તળે કચડાઇ જતું બચાવી લે છે. મોટા પુરૂષોની જીંદગીના વૃત્તાંત પરથી સાફ માલમ પડે છે કે તેઓની જીંદગી હાડમારી, જંજાળ, રંજ અને સંતાપથી ભરપુર થતી હતી, જીંદગીનો માર્ગ તેઓની રહેણી કરણીના પરિણામે ગુલાબના ફુલોથી પંકરાવાને બદલે દુઃખ અને આપદાના કાંટાઓથી ઉભાઇ જતો હતો. અને જીંદગીના દર પગથિયાં માટે મુસ્કેલીઓ તૈયાર રહેતી હતી.

એ બધી આફતો વચ્ચે મુખ્ય ખેંચાણ તેઓના સ્વભાવનું થતું હતું અને દુઃખની વખતે શોકાતુર બની બળાપો કરવાના કરતાં આનંદી સ્વભાવથી પોતાની ગમે તેવી હાલતમાં સંતોષ દેખડાવતા હતા. તેઓની જીંદગી આદમીના વધારા માટે ધડો લેવાને નમુના સમાન હોય છે, અને જે મુશ્કેલ માર્ગ તેઓએ કાપીને અનુભવ તથા જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. તેનો ફાયદો બીજા મનુષ્યો લેઇ શકે છે. એ પરથી જાણવાનું સહેલું થાય છે કે તેઓએ હિંમત રાખી પોતાના સુધારા માટે પ્રયત્ન કર્યો, તેથી પોતાનું ભલું કર્યા ઉપરાંત જગતના મોટા ભાગને મેળવેલી શક્તિઓના જોરે ઉપયોગી થયા હતા. ખુશ મિજાજને લીધે ધીરજથી દુઃખ સહન કરી શકતા હતા અને શાન્ત મને તેને મટાડવા માટે યોજનાઓ ઘડવાને મહેનત લઇ તેઓ આદમીના ભલાં અર્થે અનેક વિદ્યા હુન્નરને લગતી શાળાઓ અને સમાજો સ્થાપતા હતા. કદાચ જો તેઓની ધારેલી નેમમાં નિષ્ફળતા મલતી હતી તો નાસીપાસ થઇ આરંભેલું કામ છોડી દેતા ન હતા, પણ તેને લગતી ખામીઓ શોધી કાઢવાને મહેનત લેઇ, જો

તે દૂર કરી ન શકાય એવી માલમ પડતી હતી તો બીજી યોજનાઓ માણસના ફાયદા માટે ચાલુ કરી, ખરા દીલથી તન મન અને ધનની મદદ કરવાને ચુકતા ન હતા. એ પરથી સમજી શકાશે કે ખુશ મિજાજ રાખ્યાથી તેઓ ઘણું ઉપયોગી કામ બજાવી શકતા હતા અને જીંદગીની હાર જીતની લડાઇ તેઓને મોહ પમાડતી ન હતી, પણ દરેક બાબદનું વાજબી તોલ કરી, મનનું સમતોલપણું જાળવી અંતઃકરણના ગુણો અને મનની શકિતઓ ખીલવવાને હમેશા ચાલુ પ્રયત્ન કરતા હતા. તેઓ પોતાની જીંદગી પર બારીક રીતે દેખરેખ રાખી, ગફલતીમાં દહાડા પસાર થવા દેતા ન હતા જીંદગીના વધારા માટે તેઓ ચાલુ અખતરા કરતા હતા, અને દરેક અજમાયશથી સારા અને કડવા અનુભવની કસોટીમાંથી પસાર થવાનું પસંદ કરતા હતા અને સંસારને લગતી નાની મોટી ફરજો અદા કર્યા પછી કુલ જગતના સંબંધમાં આવવાની તક લઇ તેના ફાયદા અર્થે જીવન ગુજારતા હતા.

## જીંદગી માટે ટીકા.

જીંદગીનું એવું સુખી છેવટ લાવવાને વિચારો, લાગણીઓ અને કામોની પ્રમાણીકપણે વાજબી રીતે તપાસ રાખવી પડે છે, અને હરરોજ તે માટેની કાળજી ચાલુ રાખ્યાથી ઘણી ભૂલો સુધારી શકાય છે, જેથી દહાડે દહાડે ન ઇચ્છવા જોગ તત્ત્વ જે સ્વભાવમાં અને ચાલ ચલણમાં હોય તેને વહેલું દૂર કરવાને બની શકે છે. એક ઘડો ફિલસુફીપરથી એ મલે છે કે બીજાંની જીંદગીના ગુણ દોષો માટે ટીકા કર્યાના કરતાં આદમી પોતાનીજ જીંદગી તપાસે, અને તે પર પોતાના મનમાં ટીકા કરી તેને લગતી ખામીઓ દૂર કરે તો તેણે મોટું કામ કરેલું ગણાશે. બીજામાં ખામીઓ જોવાના કરતાં તેઓના સારા ગુણો જોઇ, તે જાતની સારી ટેવો આપણામાં ન હોય તો તે ગ્રહણ કરવાની કોશેશ કર્યાથી આપણને ફાયદો થાય છે, અને જગતમાં વસ્તાં લોકો તરફ મોટું મન દેખાડવાનું બની શકે છે; કારણકે સર્વે માણસો અપૂર્ણ હોય છે અને કોઇ પણ જાતની નબળાઇઓ તેઓના સ્વભાવમાં યા જીંદગીની રૂઢીઓમાં રહેલી હોય છે, તે પરથી માલમ પડે છે કે આ જગતમાં રહેવાનું કારણ સર્વેને માટે અનુભવ અને જ્ઞાન લેવાનું છે. દરેક મનુષ્યમાં જો બધી બાબતની સંપૂર્ણતા હોય તો પછી આ જગતનો ખપ શા માટે હોવો જોઇયે અને હયાં જન્મ લેવાની જરૂર પણ શું હોય

એનું કારણ આ છે કે દરેક રીતની સંપૂર્ણતા મેળવવાને માટે વૃદ્ધી કરવી પડે છે, અને આ દુનિયામાં જન્મ લેઇ નિયમસરની ભલી જીંદગી ગુજાર્યાથી વૃદ્ધીમાં આગળ વધાય છે અને બીનસ્વાર્થી રૂડાં કામો મનુષ્યને ચહાવા લાયકના માનને પાત્ર બનાવે છે

## જીંદગીમાં મળતી મદદ.

એક વિદ્યાર્થી નિશાળે જઇ એમ જણાવશે કે મારે ચોપડીઓની મદદ લેવી નથી અને શિક્ષકના કહયા પ્રમાણે ચાલવું નથી, પણ મારી મરજી પ્રમાણે ગમે તેમ વર્તીશ, અને મારા મનમાંથીજ જોઇતી બાબદોનું શિક્ષણ ઉપજાવી કાઢીશ તો તે ઠપકાને પાત્ર થાય છે, અને લાંબો વખત સુધી શીખવાને માટે ફાંફાં મારવાં પડે છે, કારણ કે તેનો માર્ગ સહેલો થવાને માટે આપેલી તકને નકામી ગણી પડતી મુકવાથી, બીજાંનો અનુભવ અને જ્ઞાનને પોતાના વપરાશ માટે ઉપયોગમાં લઇ શકતો નથી. આદમીના સ્વભાવમાં નકલ કરવાનો ગુણ હોવાને લીધે તે એક એકને જોઇને ભલાં યા બૂરાં લક્ષણો લઇ શકે છે, સારાં યા બૂરાં માણસોના દાખલા પરથી શીખી શકે છે, અને પોતાને માટે આબાદી યા પાયમાલી લાવી શકે છે. રસાયન વિદ્યાનો અભ્યાસ કરવાને એક નિશાળિયો મરજી દેખડાવશે, અને કોઇ કુશળ રસાયન શાસ્ત્રી આગળ જઇ કહેશે કે તેની પ્રયોગ શાળામાં તેની મરજી પ્રમાણેના અખતરા તે કરવા માગે છે, રસાયન પ્રયોગને લગતી ઉપયોગી વસ્તુઓને તેની મરજી પ્રમાણે મેળવી, શિક્ષકની રાહબરી અને સલાહ લીધા વગર અજમાયસ લેવા માગે છે, તો કોઇ પણ રસાયન શાસ્ત્રી પોતાની પ્રયોગ શાળાને નિશાળીઆની અજ્ઞાનતાને લીધે જોખમમાં લાવવાને રાજી થશે નહિ. એવી રીતે મનુષ્યની જીંદગીમાં દર પગથિયે સારી સલાહ મળે છે અને તેને સીધે રસ્તે દોરવવાને માટે બીજાંની જીંદગીના દાખલાની રાહબરી તેની નજર આગળ તૈયાર હોય છે, પણ આદમી મગરૂરીથી એ જાતની મદદને તરછોડી કાઢે છે, અને મનના તુરંગો પ્રમાણે ચાલતાં ઘણી લેબા ઠોકર ખાય છે જેથા નમાનું થાય છે, અને દીલમાં ઉભરાતા લાગણીઓના જુસ્સા પર કાબુ રાખવાની અગત્ય પડે છે કારણ કે આ લાગણીઓ એક છેડાયલા ઘોડા માફક જીંદગીને જ્યાં ત્યાં રગડી નાખે છે અને આંકોશમાં રહેલી સારી લાગણીઓ માણસને સારે રસ્તે દોરવી લઇ જાય છે, પણ વાંધા ભરી બેકાબુમાં રહેતી લાગણીઓ જીંદગીના વહાણને ખરાબે અથડાવે છે.

આ દુનિયા એક નિશાળની માફક છે, જ્યાં ચડ ઉતર હાલતનાં જૂદા જૂદા જીવો નિશાળીયાઓ પેઠે જૂદા જૂદા વર્ગોમાં તરેહવાર જાતનું શિક્ષણ લે છે, પોતાની કોશેશના બળે ઉંચી પદવીએ ચઢે છે, અને પાયરી દર પાયરીએ આગલ વધી ઉન્નતિ કરવાના કામમાં તેને મશગુલ રહેવું પડે છે. એક નાટકનો આખો ભાગ બરોબર રીતે ભજી બતાવવાને ઘણા માણસોની જરૂર પડે છે, તેઓને જૂદો જૂદો વેષ આપી ખેલમાં કામે લગાડવામાં આવે છે, સર્વે જાતનું હલકું ઉંચું કામ બજાવતાં તેઓ માલમ પડે છે, કારણ કે ખેલની સંપૂર્ણતા માટે દરેક જાતનું કામ અગત્યનું થઇ પડે છે અને જૂદી જૂદી ખાસ્યત ધરાવતાં આદમીઓની જરૂર પડે છે તેવી રીતે આ જગતના નાટક તખ્તા પર હજારો કીસમના માણસો ચહડ ઉતર પંક્તિમાં જૂદી જૂદી ઢબે ગુજારો કરે છે, જગતની આબાદી માટે તરેહવાર જાતના વેષો ધારણ કરેલા હોય છે, અને હલકામાં હલકી ચીજથી ભારેમાં ભારે ચીજો કરવાને સરજાયેલાં હોય છે.

## એકબીજા તરફની લાગણીઓ.

જગતના કારભારમાં એક એક સાથે મેળાપ કરવો પડે છે. બીજાંઓના સમાગમમાં આવવાનું થાય છે, મિત્રાચારી બંધાય છે અને એક એક તરફ પસંદગી અથવા અણગમાની લાગણી જાહેર થાય છે. કોઇને પહેલીજ વાર જોતાં સાથે તેઓ તરફ જીગરમાં ખેંચાણની લાગણી થાય છે અને કોઇ તરફ વગર કારણે અણગમો યા ઓછું ખેંચાણ લાગે છે. ફિલસુફી પ્રમાણે એનું કારણ એ છે કે મનુષ્ય માત્ર પહેલ વહેલુંજ આ દુનિયામાં હસ્તી ભોગવતું નથી, પણ ઘણી વેળા તેણે આ જગતની મુસાફરી કરી છે તેથી દર વેળાએ તે બીજાં માણસોના સંબંધમાં આવે છે, સંસાર ચલાવવાને માટે તેને તેઓ સાથે વહેવારમાં આવવું પડે છે અને આપલેનો કારભાર થાય છે. જે દરમ્યાન જાણી જોઇને યા અજાણતાં તે કોઇને નુકસાન પુગાડે છે, અથવા પોતાના સુખ અને મતલબને ખાતર તે જીંદગીમાં એવી રૂઢીઓ વાપડે છે કે જેથી ઘણા જણને ઇજા થાય છે, અને પરિણામમાં તેઓ સર્વે તેને અભાવની લાગણીથી જોતાં શીખે છે.

કોઇબી વેળા જ્યારે એવા જીવોનો સાથે મેળાપ થાય છે ત્યારે તુરતજ અંતઃકરણમાં અણગમાની લાગણી ઉભરાઇ આવે છે અને જીવ સમાગમમાં આવતાં અચકાય છે. તેવીજ રીતે એક માણસ જ્યારે બીજાને મદદ

કરે છે, તેઓના દુઃખમાં ભાગ લે છે અને સંસાર વહેવારમાં એક એક તરફ દીલસોજી તથા પ્રેમ ભાવ રાખે છે, ત્યારે તેની તરફ ઘણા જણનું દીલ ખેંચાય છે અને તેના જીગરનો પ્યાર, માયા મહેરબાનીનો છાપ બીજાં તરફથી પણ તેને તેવાજ આકારમાં મળે છે, કારણ કે તેના અંતઃકરણમાં ઉછળતી દયા અને પ્યારની લાગણીઓ ખેંચાણ કરતું મધ્ય બીંદુ થઇ પડે છે, અને જેમ એક લોહચુંબકની સોય જ્યાં હોય છે તે તરફ બીજી લોહાની સોયો ખેંચાઇ આવે છે, તેમ નરમ, દયાળુ અને પ્યારની લાગણીઓ સાથનું જીગર પોતાની તરફ ઘણા આદમીને ખેંચે છે અને તેઓ સર્વે તેને ચહાતાં શીખે છે, જેથી જ્યારે એવા જીવો સાથે મળે છે ત્યારે સહેજ વારમાં એક એક તરફ ખેંચાઇને પ્યારથી વર્તે છે. ફિલસુફી પ્રમાણે મનુષ્યની ફરજ એ હોય છે કે કોઇની તરફ અભાવની અથવા ધિક્કારની લાગણીથી વર્તવું ન જોઇયે, પણ દરેક માણસ ભૂલને પાત્ર છે, તેથી મોટું મન રાખી બીજાંની ખામીઓ માટે માયાની નજરે જોતાં શીખવું જોઇયે, અને સંજોગો તથા તકને આધારે જો બની શકતું હોય તો નરમાશથી તે ખામીઓ દૂર કરવાની કોશેશ કરવી ઘટારત છે

મનુષ્યની જીંદગીમાં પ્યાર અને ધિક્કાર મુખ્ય કામ કરે છે, અને આ બેની વચ્ચે આદમી દોડતું રહે છે કારણ કે આ બે જૂદા ધ્રુવો છે અને તેઓ જૂદી જૂદી બાજુ તરફ આદમીને ખેંચે છે. પ્યાર મિત્રાચારી ઉત્પન્ન કરે છે, સુખનું સાધન થઇ પડે છે, સલાહ સંપનું મુળ છે અને વખાણને લાયકના દરેક સદગુણ પ્યારથી મેળવી શકાય છે ધિક્કાર દુશ્મનાઇ પેદા કરે છે, દરેક જાતના દુર્ગુણ તરફ આદમીને દોરવે છે, પીડા અને દુઃખમાં ખેંચે છે અને છેલ્લે જીંદગીના નાશનું મુળ થઇ પડે છે. પ્યાર ભલાઇ તરફ માણસને ખેંચે છે, જ્યારે ધિક્કાર બુરાઇ તરફનો રસ્તો દેખાડવે છે. ભલાઇ અને બૂરાઇ જોડયા ભાઇ માફક આ જગતમાં સાથે હસ્તી ધરાવે છે અને વૃદ્ધીના કાયદામાં અગત્યનો ભાગ બજાવે છે, કારણ કે જો બૂરાઇ જેવું આ જગતમાં હસ્તી ધરાવતું ન હતે તો આદમીને મનની શક્તિઓ અને અંતઃકરણના સદગુણો ખીલવવાને ઉલટ આવતે નહિ. જગતમાં બૂરાઇ છે તે માટે ભલાઇની પસંદગી કરવાનું બની શકે છે અને દુર્ગુણોને તજી ભલી જીંદગી ગુજારવા માટે સદગુણો ખીલવવાને જોશ યા ઉલટ આવે છે. એ પરથી સમજી શકાશે કે ધર્મ અને ફિલસુફીમાં બુરાઇની સામે લડવું

અને ભાઇને ચહાવી એવું ફરમાન મળ્યું છે તે કેટલું વાજબી અને ચહાવાને લાયકનું છે. માણુસની જીંદગીમાં પ્યાર અને ધિક્કાર આ બે મુવોનું ખેંચાણ રહેલું હોવાને લીધે સર્વે સાથે હલીમલીને રહેવું અને ઐકયતા વધારવી એવો બોધ મળે છે, કારણ કે પ્યાર એકદીલી લાવે છે અને ઐકયતાથી ઘણાં ભલાં કામો થઇ શકે છે. ધિક્કારથી જૂદાપણું ઉત્પન્ન થાય છે જેથી એકસંપ જાળવી શકાતો નથી, અને અંટસ અદેખાઇથી જીંદગીનો માર્ગ મુશ્કેલ થાય છે તેથી રૂડાં કામોમાં સહાયતા આપી શકાતી નથી.

## જીંદગી સાથ શરીરોનો સંબંધ.

જીંદગી અમર છે તે નિરંતર ચાલુ રહે છે અને અવિનાશી છે, કારણ કે જીંદગી ભોગવવાને શરીરો મળ્યાં છે, જેનો ચાલુ નાશ થતો રહે છે અને તેઓ ફેરફારને આધીન હોય છે. બહારના દેખાતાં ખાકી શરીરમાં હમેશાં ફેરફાર થાય છે અને આ દૂનિયાની તેમી આપેલી મુસાફરી પુરી થતાં તેનું મરણ થાય છે. તેમાંની જીંદગી આ દૂનિયામાં કીધેલી કરણી પ્રમાણે ઉપલી યા અદ્રશ્ય દૂનિયાઓમાં તેને લગતાં શરીરો મારફતે સારા યા નઠારા વિચારો, લાગણીઓ અને કામોનો બદલો યા ફળ મેળવે છે. આ દૂનિયામાં કામ કરવા માટે આ દેખાતું ખાકી શરીર મળ્યું છે અને કરણીના કાયદા પ્રમાણે તે સુખ દુઃખને તાબે રહે છે. આ સંસારના વહેવારમાં સારાં યા માઠાં કામોનો ફાળો જીવે મેળવ્યો હોય તેનો બદલો વારંવાર આ દૂનિયામાં તેને લેવો પડે છે, તેથી ખાકી શરીર અહિં કામ કરવા માટે અંગીકાર કરવું પડે છે. વિચારો અને લાગણીઓની અસરનું પરીણામ જીવને ઉપલી યા અદ્રશ્ય દૂનિયામાં વેઠવું પડે છે, કારણ કે વિચારો અને લાગણીઓ અણદીઠ રીતે પોતાનું કામ આ ખાકી શરીર મારફતે કરે છે, તેથી મનમાં પેદા થતા વિચારો અને દીલમાં ઉભરાતી લાગણીઓના જુસ્સાઓની અસર તરીકે આદમી આ દૂનિયામાં તેને લાયકનાં કામો કરવાને શકિતવાન થાય છે. વિચારો અને લાગણીઓ તેઓને લગતાં શરીરો મારફતે આ ખાકી શરીર પર અસર લાવે છે, અને માનસિક શરીર અથવા મન વિચાર કરવાને માટે છે, તેમ લાગણીઓનું શરીર જુસ્સાઓ તથા લાગણીઓ ઉત્પન્ન કરવાના કામમાં આવે છે. આ બહારના દેખાતાં ખાકી શરીરની સંભાળ લેવાને અને તેને જોરવાળું તંદરસ્ત રાખવાને માટે સારો ચોખ્ખો ખોરાક, હવા,

પાણી અને કસરતની જરૂર પડે છે, તેવી રીતે મન અને લાગણીઓની ખીલવણી કરવાને માટે નિર્મળ શુદ્ધ વિચારો અને ભલી લાગણીઓ ખપમાં આવી શકે છે. માનસિક શરીર અથવા મનના બળ અને વધારા માટે વિદ્યા હુન્નર શીખવો પડે છે, નિયમીત સારો અભ્યાસ ચાલુ રાખવો જોઇએ છે, અને મનની શુદ્ધતા માટે નઠારા વિચારોને સમુળગા કાઢી નાખવા પડે છે, જે કામ મનની નજર આગળ ખરાબ વિચારોને બદલે સારા પવિત્ર વિચારોને ધરવાથી સહેલું થાય છે. લાગણીઓને અંતઃકરણ સાથ સંબંધ હોય છે અને ભલી લાગણીઓની ઉત્પત્તિ માટે તેઓને ભક્તિ ભાવ, ધર્મ અભ્યાસ, અને પરમાર્થથી શુદ્ધ કરવાની જરૂર પડે છે. પરોપકાર વૃત્તિ રાખ્યાથી ભલાં અને દયાળુ થઇ શકાય છે, કુદરત તરફનો ચાહ મનુષ્યની સેવા કરવા માટે ઉત્તેજન આપે છે, અને ધર્મ અભ્યાસ દીલમાં ભકિત લાવવા ઉપરાંત કુદરતના કામમાં મદદ કર્તા થવાને, પોતાની જીંદગી સર્વેના ભલાં માટે અર્પણ કરવાને શીખાડે છે સદગુણો મેળવવાને સારી લાગણીઓ અને કાબુમાં રહેતા ભલા જુસ્સાઓનો ઉપયોગ કરવો પડે છે, જેથી જીંદગીને સારે રસ્તે દોરવવાને સદગુણો રાહબરી કરે છે, અને પવિત્ર ભલી લાગણીઓથી દુર્ગુણોને સદગુણોમાં ફેરવવાનું કામ સહેલું થઇ શકે છે. આ પરથી વિચાર કરવાને સહેલું થઈ પડે છે કે ફિલસુફી અને ધર્મમાં બૂરાઇ છોડી ભલાઇ અખત્યાર કરવાને અને દુર્ગુણોને સદગુણોમાં ફેરવવાને માટે કોશેશ કરવાને ફરમાન મલ્યું છે, તે સારી જીંદગી ગુજારવા માટે કેટલું યોગ્ય છે અને આદમીના ભલાં માટે કેટલુ ઉપયોગી છે તે જાણી શકાય છે.

જીંદગીને ઉંચા ધોરણપર મુકવાને માટે મનની આંખ આગળ જાણીતા અને ભલાં સ્ત્રીપુરૂષોની જીંદગીનાં લક્ષણો રજુ કરવાં જોઇએ છે અને કલ્પનાશક્તિના જોરે વખાણને લાયકના સારા દાખલાઓની નકલ કરવાને બની શકે છે; કારણકે સારૂં યા બૂરૂં મનમાં કલ્પવાથી જીંદગીપર અસર લાવી શકાય છે અને ઉંચી નેમો સાથની ઉમદા કલ્પનાઓ જીંદગીની હલકી રૂઢીઓ બદલવાને મદદ કરે છે, તેમજ સારા ગુણો ગ્રહણ કરવાને માટે પણ કામમાં આવે છે તેથી ચઢતા પ્રકારની ઉંચી રૂઢીઓ માટે જીંદગીની સારી ટેવો કલ્પનાશક્તિના બળથી મેળવી શકાય છે અને આ સારી આદતો વખતના વહેવા સાથે ભલા ગુણો અને સારા ઉમદા સ્વભા

વમાં બદલાય છે. જેથી એક બૂરૂં આદમી પણ જો કોશેશ કરે તો ભલું થઈ શકે છે અને અગાઉના બુદ્ધિવાન પુરૂષોએ જણાવ્યું છે કે માણસ પોતે પોતાનો દુશ્મન પણ છે તેમજ દોસ્તબી હોય છે. એનો અર્થ એ થાય છે કે જાણીજોઇને આદમી પોતાની ખરાબી કરી શકે છે યા પોતાની ઇચ્છાશક્તિના બળે ભલી, પરમાર્થી, ઉંચી જીંદગી ગુજારી શકે છે. જેમ એક નોકરને સોંપેલી વસ્તુઓ માટે તે જવાબદાર હોય છે, તેમ આદમીના સ્વાધીનમાં મુકાયલી જીંદગી માટે તે જોખમદાર ઠરે છે અને કેવા ગુણદોષો મેળવી તે જીંદગીનું ભલું યા બૂરૂં કરે છે તે માટેની જવાબદારી તેનીપર રહેલી હોય છે. કુદરતના અગણીત ખજાનામાંથી તરેહવાર જાતની મનની અને અંતઃકરણની શક્તિઓ માણસને બક્ષવામાં આવી છે, તેનો ઉપયોગ ઇચ્છાશક્તિના જોરે આદમી ગમે તે પ્રકારનો કરી શકે છે અને તેનો સારો યા માઠો ઉપયોગ કર્યાથી તેને લગતું ફળ પણ તે પોતેજ ભોગવે છે.

## પ્યારનું ચડતું અને ઉતરતું સ્વરૂપ.

ઉંચી પંકતીની જીંદગી ગુજારવા માટે સારી લાગણીઓનો દીલમાં વધારો થવો જોઇએ પ્યારનું તત્ત્વ લાગણીઓને ખીલવવામાં મદદ કરે છે; પ્યારનું મુળ ખુદાઇ છે અને ઇશ્વરના જેવું મીનોઇ સ્વરૂપ ધારણ કરે છે, પણ આદમી બૂરા વિચારથી આ પવિત્ર પ્યારનું સ્વરૂપ ફેરવી શકે છે અને તેને ખ્યાલી હવસી જુસ્સાઓમાં પ્રગટ કરે છે. પરમાર્થી પાક પ્યારનો જુસ્સો અને મતલબી હવસી પ્યાર એ બેમાં બહુ ફેર રહેલો હોય છે, કારણ કે પહેલો પ્યાર બીજાને સુખી કર્યાથી પોતે સુખ સમજે છે, બીજાની તંગી અને ગરજ પુરી પાડવામાં ખુશાલી માને છે, પારકાના ભલાં માટેની કોશેશમાં આનંદ મેળવે છે અને એવા રીતનું શુદ્ધ પાક સ્વરૂપ દેખડાવે છે. એ જાતનો પ્યાર જગતમાં થઇ ગએલા પેગમ્બરો, સંત પુરૂષો અને પરમાર્થી ભલાં સ્ત્રીપુરૂષોમાં વધુ પ્રમાણમાં ખીલેલો જોવામાં આવે છે. એજ પવિત્ર પ્યારની લાગણી એક માતા પોતાના બચ્ચાં માટે દેખડાવે છે, કુટુંબનો વડો પોતાના કુટુંબના ફાયદાના અર્થે એ જાતના શુદ્ધ પ્યારથી તેઓના સુખ માટે કાળજીથી મહેનત કરે છે અને એક ખાવીંદ પોતાની મહોરદારને રાજી રાખવાને તથા સુખી કરવાને માટે એજ મીનોઇ ખાલેશ પ્યારથી દોરવાય છે. જે આદમીના જીગરમાં એવો શુદ્ધ પ્યાર વહે છે તે માણસ ફતે રફતે દુનિયાના કલ્યાણ અર્થે પોતાની જીંદગી ગુજારવાનું પસંદ કરે છે, અને પોતાના કુટુંબ ને દોસ્તો

ઉપરાંત ઘણા મોટા પ્રમાણમાં ભલું કરવાને શકિતવાન થાય છે. આપવું એ આ પાક પ્યારનો નિયમ છે, જ્યારે મતલબી હવસી પ્યારનો જુસ્સો પોતા માટે લેવાનો હોય છે. મતલબી પ્યાર પોતાની ગરજ પુરી થતાં નિર્દોષ જીવોની જીંદગીના નાશનું મુળ થાય છે, કજીઆ કંકાસ લાવે છે, કુટુંબની બરબાદી કરે છે અને જીંદગીમાં જણાતી બૂરાઇઓ લાવવાનું સાધન થઇ પડે છે. પ્યાર એ એક અજબ જાતની શક્તિ છે અને તેને સીધે રસ્તે દોરવવાને સારા વિચારોની જરૂર પડે છે. કેળવાયલી ભલી મનશક્તિથી પ્યારનું શુદ્ધ સ્વરૂપ ખીલવવાને અને બહાર પ્રગટ કરવાને બની શકે છે, અને ભલા દયાળુ વિચારો પ્યારની લાગણીને પરમાર્થમાં ખીલવીને બીજાના ભલા માટે શ્રમ લેવાને શીખાડે છે. ફિલસુફીમાં જણાવ્યું છે કે આ જગતનો પાયો પ્યારપર રચાયલો છે, કુલ પેદાયશમાં પ્યાર વસી રહ્યો છે, પણ મનુષ્યનો દરજ્જો આલમમાં સર્વે હસ્તીઓમાં ચઢતો હોવાને લીધે તે આ પ્યારને પોતાની મરજીથી ચઢતા યા ઉતરતા સ્વરૂપમાં ફેરવી શકે છે. ઉપર જણાવેલો ખાલેશ પવિત્ર પ્યાર ચઢતો ગણાય છે અને મતલબી હવસી પ્યાર એજ પ્યારનું હલકું સ્વરૂપ જાહેર કરે છે. શરૂઆતમાં સ્વાર્થી પ્યાર આદમીના જીગરમાં સદગુણના બી રોપવામાં મદદ કરે છે, કારણ કે જ્યારે એક આદમી પોતાના દોસ્ત, કુટુંબ યા છોકરાં સાથે ફક્ત તેઓ તરફના ચાહને લીધે સારી લાગણીથી દોરવાઇને ભલાઇથી વર્તે છે ત્યારે સદગુણની શરૂઆત થવા માંડે છે અને ધીમે ધીમે આગળ વધતાં એ પ્યાર બહોળા પ્રમાણમાં ફેલાઇ શકે છે. દુનિયાદારીમાં પડેલા સંસારી માણસોમાં સદ-ગુણો ખીલવાનો વધુ સંભવ રહે છે કારણકે એકલું રહેતું મણસ બીજાના સમાગમમાં વધુ ન આવતું હોવાને લીધે જોઇએ તે પ્રકારનો ચાહ ખીલવી શકતો નથી તેથી અંતઃકરણની શકિતઓ સદગુણના આકારમાં બહાર આવી સકતી નથી. સંસારની ભલી ખાહેશો માણસને ખાલેસ દીલના પવિત્ર પ્યાર તરફ ખેંચે છે અને જીંદગીને ચઢતા પ્રકારની બનાવવામાં મદદ કરે છે. સંસારનો અનુભવ માણસમાં સમજશકિત લાવે છે જેથી સ્વાર્થી પ્યારની લાગણીઓને કાબુમાં રાખવાનું બની શકે છે. નીતિને લગતા કાયદાઓ કુદરતની સાથે સમાધાનીમાં હોવાથી સદગુણી જીંદગી સુખ અને શાન્તિ લાવી શકે છે અને દુર્ગુણી જીંદગી દુઃખ તથા વિલાપ લાવે છે.

શરૂઆતમાં આદમી સારી યા બૂરી ખાહેશોથી કામ કરવાને શીખે છે અને મનને તે માટે વિચાર કરવાનો ખોરાક મળે છે, જેથી મન યોજના ઘડવાને યા વિચાર કરવાને શીખે છે. દૂનિયાના અનુભવની મન પર છાપ પડે છે, તેથી અનુમાન કાઢવાનું બની શકે છે અને મળેલા અનુભવના અનુમાન પર મન શકિત કામ કરવાને ચાલાક બને છે. જીંદગી દરમ્યાન માણુસ શીખી શકે છે કે બૂરી ખાહેશો તૃપ્ત કર્યાથી તેને દુ:ખ ખમવું પડે છે, તેથી ન ઇચ્છિવા જોગ ખાહેશોની લાલચમાં તે વારંવાર પડતું નથી અને દુ:ખની યાદ તેને બૂરી ખાહેશોથી દૂર રહેવાને શીખવે છે. આ જગતમાં કામ કરતું આદમીનું મન બે જાતનાં સ્વરૂપો દેખડાવે છે એક સ્વરૂપ જગતની ખેંચાણુકારક વસ્તુઓ ભોગવવાને માટે તેના લોભ અને માયામાં મન શક્તિને ખાહેશોની મારફતે ખેંચે છે. એ સ્વરૂપ ઉંચા વિચારો, સદ્દગુણો મેલવવા માટેની ખંત, ભલી. પરમાર્થી જીંદગીની ઉંચી રૂઢીઓ તરફ માણુસના મનને લઇ જઇ શકતું નથી. બીજું સ્વરૂપ મનની ઉંચી બાજુ દેખડાવે છે અને મનના હલકાં સ્વરૂપને પોતાની ચઢતી હાલત તરફ ખેંચવાને કોશેશ કરે છે.

## મનનાં બે સ્વરૂપો.

જીંદગી દરમ્યાન મનના હલકા અને ઉંચા બેઉ સ્વરૂપોનું ખેંચાણ મનશક્તિપર થાય છે, પણુ જીંદગીની હલકી નેમો અને બૂરી ખાહેશો ઉંચા મનના સ્વરૂપને ઢાંકી દે છે અને તેને બાહેર પ્રગટ થવાની તક મલતી નથી; કારણુકે જેમ આ ખાકી શરીર ખોરાક, પાણી અને હવા વગર લાંબો વખત નીભી શકતું નથી, તેવી રીતે મનના ઉંચા સ્વરૂપને સારા, ઉમદા વિચારો, ભલી લાગણીઓ સાથની જીંદગીની ઉંચી નેમો, સદાચરણ માટેની કાળજી અને સારો અભ્યાસ ખોરાક પુગાડે છે, જેથી ઉંચું મનનું સ્વરૂપ બળવાન થાય છે અને મનના હલકા સ્વરૂપને પોતાની તરફ ખેંચવાને શકિતવાન થાય છે. જીંદગીને હાનિ પુગાડનાર લાલચોની જાળમાં મનનું હલકું સ્વરૂપ આદમીને સપડાવે છે, કારણુ કે બૂરી ખાહેશોના લોભથી જીંદગીને આડે માર્ગે લઇ જવાય છે અને બૂરા વિચારો આ હલકાં સ્વરૂપને ટેકો આપે છે, જે જીંદગીનાં ભલાં માટેની સારી લાગણીઓને દાબી દે છે અને તેનો નાશ લાવે છે. મનના ઉંચા સ્વરૂપને લીધે આદમી એક એક તરફ સારો પ્રેમભાવ, ઇશ્વરભકિત, પરોપકાર,

કુદરતની ગુહ્ય બાબદોનો ઉંચો અભ્યાસ, ધર્મ અને દેશ માટેની જાન ફેશાની દેખડાવી શકે છે. આદમીના જીગરના સારા સદગુણો, મનની ઉંચી વલણો અને સદાચરણ માટેના જીંદગીના ઉંચા નિયમો જાળવવાને મનનું ઉંચું સ્વરૂપ સદાકાળ નીચલાં સ્વરૂપને સૂચના કરે છે, પણ લોભી, ખરાબ ખાહેશોના દબાણ તળે મનનું નીચલું સ્વરૂપ ખેંચાઇ જાય છે અને દોડતા પવનની માફક આદમીના મનને એક બાજુથી બીજી બાજુ તરફ ઘસડી લેઇ જાય છે. જેથી ધર્મ અને ફિલસુફીમાં જણાવ્યું છે કે આદમીએ પોતાના મનપર કાબુ રાખવો જોઇએ અને પવન વેગે દોડતા મનને એકાગ્ર ચિતે સારી બાબદોના અભ્યાસમાં રોકેલું રાખ્યાથી માણસ મનપર સત્તા ચલાવી શકે છે, મનનો ધણી થઇ શકે છે અને પોતાની મરજી પ્રમાણેના વિચારો લાવી શકે છે. એક દાખલો લઇ આપણે એ બાબદ વધુ સહેલથી સમજી શકશું. રસ્તામાં પસાર થતી ઘોડાની ગાડીઓ આપણે જોઇ છે. ગાડીનો ધણી અંદર બેસે છે અને હાંકનાર બહાર બેસી લગામની મારફતે ઘોડાને પોતાની મરજી પ્રમાણે ચલાવે છે. જો હાંકનારને ગાડી ચલાવવાનું બરોબર આવડતું નથી તો ગાડી અને તેમાં બેઠેલા ધણીને નુકશાન થાય છે અને હાંકનાર પોતે પણ ઘોડાને કાબુમાં ન રાખી શકવાથી પડી જાય છે યા જીંદગીનો નાશ થાય છે. તેવી રીતે આપણું આ બહાર દેખાતું શરીર તે ગાડી સમાન છે, તેમાં જોડેલા ઘોડા તે આપણી ઇંદ્રીઓ છે, હાંકનાર તે મન છે, ઘોડાને કાબુમાં રાખનારી લગામ તે આપણી ખાહેશો છે અને ગાડીમાં બેઠેલો ધણી તે આપણો જીવ અથવા રવાન છે, જેનો રાહબર ફ્રવષી અથવા આત્મા હોય છે. મન જો ખાહેશો અથવા ઇચ્છાઓને કાબુમાં રાખી ન શકે તો આ ઇચ્છાઓ મનના વિચારોને જ્યાંત્યાં ઘસડી લઇ જાય છે, તેથી બરોબર સમજીને ભલી બુરી ઇચ્છાઓને પારખતાં શીખવું જોઇએ અને ખરાંખોટાનું તોલ કરતાં આવડવાથી ઇચ્છાઓને રોકી શકાય છે, બૂરી ઇચ્છાઓને સારીમાં ફેરવી શકાય છે અને એવી રીતે ન ઇચ્છવા જોગ ખરાબ ખાહેશોને કાબુમાં રાખ્યાથી ઉંચી ભલી જીંદગી ગુજારવાનું સહેલું થાય છે.

## જીંદગીનાં પગથિયાંઓ.

શરૂઆતમાં જંગલી અવસ્થામાંથી માણસ આગળ વધે છે ત્યારે તેની ખાહેશો પુર જોશથી તેનાપર સત્તા ચલાવી શકે છે, કારણ કે ખાહેશો

તેનામાં આગળ વધવાને માટે મહેનત કરવાનો ઉમંગ લાવે છે, જેથી તે જીંદગીના ઇનામો મેળવવા માટે શ્રમ લઇ શકે છે અને પોતાની ઈચ્છાઓ પાર પાડવાને કેળવણી લઇ જીંદગીમાં આગળ વધવાને તેને લાયકના ઉપાયો લઇ શકે છે. જગતની વસ્તુઓના ખેંચાણથી ઈચ્છાઓ દોરવાય છે, જેથી આદમીના અનુભવ અને સમજશકિતમાં વધારો કરવાને બની શકે છે. માણસ જ્યારે જીંદગીના વચલા પગથિયાપર આવી ઉભું રહે છે ત્યારે તે સાધારણ રીતે કેળવાયલું, સુધરેલું આદમી તરીકે હોય છે. આ વેળા તે પોતાની બૂરી ખાહેશોને રોકતાં શીખે છે, ખરૂં ખોટું પિછાણી શકે છે અને પરમાર્થી ઉંચી જીંદગી ગુજારવા માટેની ખાહેશ પેદા થાય છે. જંગલી હાલતમાંથી આગળ વધી સુધરેલી સ્થિતિમાં આવ્યા પછી સંપૂર્ણતાની ટોંચે પુગવા માટે સદગુણોની ખીલવણી કરવાને, મનની ચઢતી શકિતઓ મેળવવાને અને ભલી પરમાર્થી જીંદગી ગુજારવા માટે તેને લાયકનાં સારાં કામોમાં ભાગ આપવાને તૈયારી કરવી પડે છે, જેથી મનુષ્ય બીજાને ફાયદો કરી શકે છે, પોતાની જીંદગીનું ભલું કર્યા ઉપરાંત, કુટુંબના, કોમના, દેશના અને આખા જગતના ફાયદા માટે જીવન ગુજારવાને શકિતવાન થાય છે. આ સઘળું એક જન્મમાં બની શકતું નથી, તેથી વારવાર આ દૂનિયાનો અનુભવ લેવાને આવવું પડે છે અને ધીમે ધીમે સર્વે મનની તેમજ અંતઃકરણની શકિતઓ ખીલવા પામે છે. સારી કેળવણી પામેલું સુધરેલું આદમી પહેલે કુટુંબને ઉપયોગી થાય છે, ત્યાર પછી પોતાની મેળવેલી શકિતઓના જોરે કોમને ફાયદો કરે છે અને આગળ વધતાં આખા દેશનું ભલું કરતાં શીખે છે. તેની ભલાઇ, ડહાપણ અને જ્ઞાનના જોરે ત્યારપછી તે આખા જગતને ઉપયોગી થઇ પડે છે અને કુદરતને મદદકર્તા થાય છે. આદમીની જીંદગીનું એવું સુખી છેવટ થોડા વર્ષોમાં યા થોડી જીંદગીઓમાં મેળવી શકાતું નથી, પણ બહુ લાંબે વખતે આદમીની મહેનત અને હુશિયારીના પ્રમાણ પ્રમાણે મોડું યા વહેલું થઇ શકે છે.

## મનુષ્યની ઈચ્છાશક્તિ.

આદમીથી ઉતરતે દરજ્જેની હસ્તીઓ કુદરત સાથ સમાધાનીમાં રહે છે, પણ મનુષ્યનો ભાગ એવો છે કે તેને ઇચ્છાશકિત મળેલી હોવાને લીધે પોતાની મરજીથી કુદરતના કાયદાઓને માન આપે છે યા તેની સામે

થાય છે. કુદરતના કાયદાઓને માન આપીને ચાલવાથી સુખ પ્રાપ્ત થાય છે અને તેનો ભંગ કર્યાથી દુઃખ આવી પડે છે, નેકી અને નીતિના કાયદાઓ કુદરતની મહાન સચ્ચાઇઓપર રચાયલા હોવાને લીધે તે માટેની નાતાબેદારીનું પરિણામ દુઃખ દીલગીરીમાં વેઠવું પડે છે. માણસ પોતાની મરજીથી આ કાયદાઓને માન આપતાં શીખે છે, કારણકે તે માટેની તાબેદારી અનુભવ અને જ્ઞાનપર રચાયલી હોય છે. જ્યારે એક ચીજના સંબંધથી આદમીને દુઃખ થાય છે ત્યારે તે માટેની ખાહેશ ધીમે ધીમે ઓછી થતી જાય છે અને છેલ્લે તે માટેનું ખેંચાણ સદંતર જતું રહે છે; કારણ કે દુઃખની યાદ અને અનુભવ તેનામાં જ્ઞાન લાવે છે, જે જ્ઞાનથી ડહાપણ આવી શકે છે, તેથી આદમી પોતાની મરજીથી કુદરતની સાથે સમાધાનીમાં રહેવાનું પસંદ કરે છે. ડહાપણ અને જ્ઞાન ખાહેશોની બૂરી લાલચોમાં સપડાઇ જતું આદમીને બચાવે છે, જેથી મુશ્કેલીની સામે ટકી રહેવાને જોર મળે છે અને જીંદગીનો કડવો અનુભવ લાલચોની મોહજાળના છટકામાં ફસી પડતાં આદમીને અંતઃકરણના અવાજ મારફતે ચેતાવે છે. જે બાબદનો અનુભવ વારંવાર થયો હોય છે, અને તેનું પરિણામ સમજશકિતમાં મેળવ્યું હોય છે, તો તેવી બાબદોમાં અંતઃકરણ જલદી સુચના મોકલે છે, પણ નવો અનુભવ લેવા માટે અજાણી બાબદમાં તે બસારત રૂપી સુચનાઓ કરી શકતું નથી, જે દેખડાવે છે કે મનુષ્ય બીનઅનુભવી અને અજ્ઞાન રહેવાને માટે સરજાયલું નથી, પણ જોર મેળવવાને દરેક જૂદો જૂદો અનુભવ કામનો થઇ પડે છે, જેથી ડહાપણ અને જ્ઞાન મેળવી શકાય છે અને અનુમાનપરથી સમજશકિતમાં વધારો થાય છે.

દરેક આદમી પોતાનો રસ્તો નકકી કરવા માટે છૂટું હોય છે અને આ છૂટાપણાને લીધે તે પોતાની મરજી પ્રમાણેના વિચારો કરી શકે છે, ખાહેશો મારફતે ઇચ્છા જાહેર કરે છે, અને કામોની પસંદગી કરી શકે છે. કુદરત એકનો એક ધડો આદમીને શીખાડે છે, કે તેના વિચારો, ખાહેશો અને કામો આ દુનિયામાં પરિણામ લાવ્યા વગર રહેશે નહિ, માટે ખુશાલી યા દિલગીરીમાં તેની અસર માલમ પડવી જોઇએ, જે ભોગવવાને તે જોખમદાર રહે છે.

## વિચારો અને ગુણોનાં બીજ.

જમીનમાં એક જાતના ઝાડનાં બીજ રોપ્યા પછી તે ઝાડ તરીકે બહાર ખીલી નીકળતાં ઘણો વખત લાગે છે, કારણ કે બીજ જૂદી જૂદી હાલતમાંથી

પસાર થાય છે, તેને સૂર્યનો તડકો, ઠંડી, વરસાદ ખમવાં પડે છે અને જમીનમાંથી બહાર નીકળવાને માટે ફાંફાં મારવાં પડે છે. તેવી રીતે મનની અને અંતઃકરણની જમીનમાં જે જાતના સારા યા માઠા વિચારો અને ગુણોના બીજ નાનપણથી રોપવામાં આવ્યાં હોય તેઓ સર્વે મોટપણમાં ખીલીને બહાર આવે છે, અને જૂદી જૂદી આદતો તરીકે આદમીના સ્વભાવમાં જાહેર થાય છે. ખરાબ વિચારોના બીજના ફળ પણ ખરાબ હોય છે, તેથી તે કડવાં ફળને તોડવા યા કાઢી નાખવા માટે મહેનત લેવી પડે છે, અને જેટલું અસુરેથી તે કામ શરૂ કરવામાં આવે છે તેટલું પછવાડેથી તે મુશ્કેલ થઇ પડે છે. સંસારમાં રહેતાં માણસ શીખી શકે છે કે આ જગતની સર્વે ચીજોમાં તેની મરજી માફકનો ફેરફાર લાવી શકાતો નથી, ગમતી યા નહિ ગમતી ચીજો અને માણસોના સમાગમમાં આવવું પડે છે, જેથી સહનશીલતા મેળવી શકાય છે અને ઉદાર વૃત્તિથી આ જગતના કારોબારમાં સામેલ થવાને બની શકે છે. સહનશીલતાનો સદ્‌ગુણ દુનિયામાં કામ કરવાને માટે ઘણો ખપનો છે, કારણ કે તેથી આદમી એક બીજાના વિચારો, આદતો, અને ગુણ દોષોને સહન કરી શકે છે અને દુઃખની વખતે જરૂર જોગી મદદ કરવાને શક્તિવાન થાય છે. કુદરતના સર્વે બનાવો તેની મરજી પ્રમાણેના થાય એવું તે ઇચ્છતો નથી, પણ પોતાની મરજીને કુદરત સાથે એક કરવાને શીખે છે, અને સહનશીલપણે આદમીના સ્વભાવનો જૂદો જૂદો તફાવત, જીંદગીના નિયમો, ચાલ ચલણ અને રાહરીતીઓને તપાસી શકે છે, અને તેને લગતું જ્ઞાન લઇ પોતાની જીંદગીમાં સારાંને માટે સુધારો કરી શકે છે.

## મનુષ્યની લાયકાતો.

આ જગતની કોઇ પણ ચીજ મફતમાં મળી શકતી નથી, પણ માણસનો પ્રયત્ન અને લાયકાતથી દરેક ચીજ ભેગાવી શકાય છે, અને જોઇતી લાયકાત મેળવવાને માટે સંસારમાં કામ કરવું પડે છે, જેથી સારાં નરસાંનો અનુભવ થાય છે, કામ કરવા માટેની લાયક શક્તિઓ ખીલે છે, અને પરિણામમાં જીંદગીની સારી તકો મેળવી શકાય છે, જેનો બરોબર ઉપયોગ કર્યાથી સુખ અને ખુશાલીનો હક ખરીદવામાં આવે છે મહેનત અને લાયકાતના પ્રમાણ પ્રમાણે જીંદગીનું સુખ મેળવી શકાતું હોવાને લીધે

જીંદગીના સુધારા અર્થે કોશેશ કરવી જરૂરની થઇ પડે છે. આ જગતની નિશાળમાં દરેક જણે પોતાને ધીરજથી સર્વે સારી બાબદોમાં કેળવવાનું છે, મનની સારી શકિતઓને આગળ વધારવી પડે છે અને સારી ચાલ ચલણુ માટે સદગુણોનો અંગીકાર કરવાનો છે. કેળવણી અને સારો અભ્યાસ મનની શકિતઓને ખીલવે છે, અને મનુષ્ય તરફનો પ્યાર, ભકિત, કુદરતનો ચાહ, ઇશ્વર માટેનુ માન આદમીના જીગરમાં સારી લાગણીઓ પેદા કરે છે, જેથી સારા ઉંચા ગુણો પ્રગટ થઇ શકે છે. શુદ્ધ અંતઃકરણ કુદરત સાથે વધુ જલદી સમાધાનીમાં આવી શકે છે, તેથી જીગરના સારા ગુણો મનની હુશિયારી કરતાં વધુ વખણાય છે અને મનની ચંચળાઇ સાથનું ભલું જીગર આદમીને પુજવા લાયકનું અમર બનાવે છે. જીગરની કોમલતા અને ચહાવા લાયકના સદગુણો વગરની મનની હુશિયારી ઘણી ખપમાં આવી શકતી નથી, કારણ કે એકલી મનની ચાલાકી આદમીને બુરે રસ્તે ખેચી જાય છે, જયારે અંતઃકરણના સારા સદગુણો ચાલાક મનને આડે માર્ગે જતાં રોકે છે અને નીતિના ભલા માર્ગમાં ઓસ્તવાર રહેવાને શીખવે છે. ચાલાક મન અને શુદ્ધ અંતઃકરણમાં જો બીજાને મદદ કરવાની યા જગતનાં ભલાં માટેની કાળજી હોય છે, તો તેવું આદમી દુનિયાને ખપનું થાય છે, જન સેવા કરી શકે છે, અને સઘળી ફરજો અદા કરવાને પોતાનેથી બનતુ કરે છે; કારણ કે ખીલેલું મજબુત મન, ભલું જીગર અને જગતની સેવા માટેનો પ્રયત્ન મનુષ્યની જીંદગીને ચઢતે દરજજેની બનાવે છે, તેનું ફિરસ્તાઇ સ્વરૂપ રજુ કરે છે અને તેને ઇનસાન તરીક અહેવાનમાંથી જુદું પાડી શકે છે. ઇશ્વર ભકિત અને જન સેવામાં આગળ વધેલાં ચાલાક અને સદગુણી માણસોના દાખલાઓ જીંદગીને આગળ વધારવા માટે ઉલટ આપે છે, અને ગુપ્ત રહેલા મનની અને અંતકરણની શકિતઓને બહાર લાવવામાં મદદ કરે છે, કારણ કે દરેક મનુષ્યમાં ચઢતા પ્રકારની શકિતઓ બંદ પડેલી હોય છે, તેને કેળવણી, અનુભવ અને જ્ઞાનથી બહાર લાવવા માટે જોગવાઇ કરવી પડે છે, જેથી મનુષ્ય તરીકનો ચઢતો દરજજો ભોગવી શકાય છે. જેમ એક બગડી ગયેલાં વાજીંત્ર પર ગમે તેટલું સારૂં વજાડનાર માણસ પણ સારી રીતે વજાડી શકતો નથી, તેમ બગડેલું મન અને બુરૂં જીગર માણસાઇ જીંદગીની ઉંચી હાલત દેખાડી શકતું નથી.

## માણસની મુસાફરી.

જ્યારે એક મુસાફર ઉંચા પહાડ પર ચઢે છે તે વેળા તે પોતાની સાથે કંઇ ભારી બોજો લઇ સહેલાઈથી ચઢી શકતો નથી, પણ તે બોજાને બાજુએ મુકી દીધાથી ચઢવાનું કામ સહેલુ થાય છે, તેવી રીતે દુર્ગુણો, બૂરા વિચારો અને લાગણીઓ મનુષ્યની જીંદગીને ભારી બનાવે છે અને જીંદગીની મુસાફરી કાપતાં આ બોજો એક ભારી વજન થઇ પડે છે, જેને છોડી દીધા વગર આગળ જઇ શકાતું નથી. હરએક માણસને જીંદગીમાં ઓછી વધતી મુશ્કેલીઓ આવી મલે છે, જેની કસોટીમાંથી પસાર થતાં આ બોજો વચમાં અડચણ લાવે છે અને જીંદગીની ખુશાલી છીનવી લે છે. આપણી ઇચ્છાઓને લીધે આપણે વસ્તુઓના, જૂદા જૂદા સ્થળોના અને મનુષ્યોના સમાગમમાં આવી શકીએ છીએ. દૂનિયામાં હસ્તી ભોગવતાં આ ઇચ્છાઓનાં જોરે જૂદી જૂદી હાલતમાંથી પસાર થવાનું બની શકે છે, જગતનો વૈભવ ભોગવી શકાય છે અને સુખ દુઃખની લાગણીઓનું ભાન થાય છે. શરૂઆતમાં માણસ દૂનિયાની વસ્તુઓ ભોગવવાની લાલચે બીજાથી જુદો પડી કામ કરે છે અને હુશિયારી તથા મહેનતના પ્રમાણમાં થોડે ઘણે દરજ્જે આ વસ્તુઓનો સંગ્રહ કરી શકે છે, દૂનિયાની જાહોજલાલી ભોગવી શકે છે અને સુખી થવાની કોશેશ કરે છે. તેની ઇચ્છાઓના જોરે મરજી પ્રમાણેનાં સુખ ભોગવવાનાં સાધનો તૈયાર કરે છે અને જ્યારે સર્વ ચીજોને ભોગવ્યા પછી તેમાંથી તેના જીગરને સંતોષ મળતો નથી, ત્યારે તે પાછો પોતાનો માર્ગ બદલવાની કોશેશ કરે છે, અને જે તેણે મેળવ્યું હોય છે તેનો ઉપયોગ કરવામાં, પારકાનું ભલું કરવામાં, દૂનિયાનાં ખપમાં આવવા માટે તૈયારી કરે છે. આ તૈયારી તેના જીગરને ખુશી કરે છે, કારણ કે તે સર્વેના ફાયદા માટે હોય છે, અને અત્યાર સુધી જે જૂદાપણું તેના મનમાં હતું, તે દૂર કરી પોતે કુલ પેદાયશ સાથે એક છે, એવો વિચાર ગ્રહણ કરી સર્વે સાથે ઐકયતા દેખાડે છે. દૂનિયાના કલ્યાણ માટે ઐકયતાનો સદ્દગુણ ઘણો ફાયદો કરે છે, તેથી જગતના સંબધમાં આવવાનું બની શકે છે, જ્યાં મદદ જોઇતી હોય છે ત્યાં પુગાડી શકાય છે, જ્ઞાનનો ફેલાવો થઇ શકે છે, બીજી પ્રજાઓ તરફ દીલસોજી ધરાવી શકાય છે, અને જીંદગીની જૂદી પડતી રાહ રસમો માટે મોટું મન રાખવાનું બની શકે છે. જે માણસ જગતના ફાયદા માટે ઐકયતામાં આગળ વધવા માગતું

હોય તેણે પહેલાં પોતાનો સુધારો કરવો જોઇયે. દરેક જાતના ન ઉચકવા જોગ ભાર રૂપી બોજામાંથી પોતાની જીંદગીને છુટી કરવી અવસ્યની હોય છે; કારણ કે દરેક કુટેવ તેને લગતો દુર્ગુણ પેદા કરે છે તેથી મનની ખરાબી થાય છે, અને જીંદગી દરમ્યાન એક એકના વહેવારમાં આવતાં ઘણી જાતનાં કામો થાય છે, જેમાંનાં માઠાં કામોનો બોજો જીંદગી પર પડે છે, જેથી દુઃખના કાંટાઓ મુસ્કેલીનાં રૂપમાં જીંદગીના માર્ગમાં મળે છે. દૂનિયાંને ઉપયોગી થવા માટે ડહાપણ સાથનું જ્ઞાન ઘણું જરૂરનું હોય છે, કારણ કે ડહાપણ વગર જીંદગીનો સુધારો થઇ શકતો નથી, અને બુદ્ધિ બળ વગર દૂનિયાંના ફાયદા માટે મનુષ્યની સેવામાં ભાગ આપી શકાતો નથી. ઐકયતાના માર્ગમાં આપવું એ નિયમ થાય છે, કારણ કે જે વધારો અને સંગ્રહ આદમીએ પોતાને માટે કર્યો હોય છે, તેનો ઉપયોગ કરવાને જીવમાં ખાહેશ પેદા થવાથી સર્વેનાં ભલાં માટે ઐકયતા પસંદ કરવામાં આવે છે, અને જીંદગીના ફેરફારની હાર જીતની લડાઇમાં સમતોલપણું જાળવી પોતાનાં ફાયદાને માટે એકલું કામ કરવાનું છોડી દેવાથી સર્વેના ભલામાં આદમી પોતાનું ભલું સમજે છે.

## વૃદ્ધિનો કાયદો.

જગતમાં વૃદ્ધિનો કાયદો કામ કરે છે અને તેની આબાદી માટે સૃષ્ટિનો રચનાર નિયમિતપણે મુકરર કરેલા કાયદાઓ મારફતે રક્ષણ કરે છે. તેનો કારભાર ચલાવવા માટે ઘણા મદદગારો રોકાયલા હોય છે, જેઓને મીનોઇ શકિતઓ, ફિરેસ્તાઓ, યજદો, મહાપુરૂષો, પેગમ્બરો, સંતો એવે નામે ઓળખવામાં આવે છે. આ સર્વે ચહડઉતર દરજજેના હોય છે અને જૂદા જૂદા વિભાગોમાં જગતના વધારા માટે કાર્ય કરે છે. જગતના ખનીજ, વનસ્પતી અને જાનવરી ભાગોમાં આ મીનોઇ શકિતઓ યા ફિરેસ્તાઓ દેખરેખ રાખે છે, તેઓની વૃદ્ધિને લગતા કાયદાઓને અમલમાં મુકે છે અને તેઓનો ચાલુ વધારો કરવાને શ્રમ લે છે. મહાપુરૂષો, પેગમબરો અને સંતો આ દૂનિયાંમાં આદમી તરીકે જન્મ લઇ કુલ મનુષ્ય જાતના ભલાં માટે જીંદગીની રાહબરી કરવા ધર્મ યા કાયદો શીખાડે છે, ભલી અને બૂરી જીંદગી માટેનું જ્ઞાન આપે છે, વિદ્યાહુનરના વધારામાં મદદ કરે છે અને જીંદગીની ઉન્નતિનો રસ્તો દેખડાવે છે, જેથી માણસ જાત ખરાબી તરફ ઢળી પડતાં અટકે છે અને જીંદગીનું સાર્થક

આમ છે. ખગોળ વિદ્યા પ્રમાણે જે પૃથ્વીના ગોળાપર આપણે વસીએ છીએ તે માત્ર એકલો નથી, પણ એ સાથે બીજા સાત યા નવ ગોળાઓ આખી સૃષ્ટિ રચનામાં સમાએલા હોય છે અને એવી ઘણી સૃષ્ટિ રચનાઓ હોય છે જેનો ખ્યાલ મનુષ્યને હાલના હાલતમાં આવી શકતો નથી. પણ તેનું વિશાળ જ્ઞાન ધરાવનાર આ જગતનો બનાવનાર હોય છે. જે પોતાની શકિતના જોરે ચાલુ સંભાળ લે છે, કારણકે સર્વે ઠેકાણે જીંદગી હસ્તી ભોગને છે, અને આ જીંદગી નાનામાં નાની રજકણથી મોટામાં મોટી મીનોઇ હસ્તીઓને તે પરમકૃપાળુ સાહેબ તરફથી બક્ષવામાં આવી હોય છે, તેથી જીંદગી કિંમતી ગણાય છે, તેનું સાર્થક કરવાની ફરજ પડે છે અને કુદરતને મદદકર્તા થવા માટે સુધારો વધારો કરવાની જરૂર પડે છે. જગતનું પોષણ કરનાર ખુદા અને તે સાહેબના હાથ નીચેના મદદનીશો કદીબી જગતને છોડી દેતા નથી, પણ ફિલસુફીમાં એમ જણાવવામાં આવ્યું છે કે મોટો ભોગ આપીને તે કિર્તાર આ જગતની સંભાળ લે છે, અને સર્વે મદદનીશો આ જગતના બનાવનારને માન આપીને તેના હુકમને તાબે હોય છે, જેથી એકદીલીથી કુદરતનું કામ પાર પડે છે અને જમાનાઓ સુધી ચાલુ કારોબારમાં આ મીનોઇ હસ્તીઓ પોતાના કામનો ફાળો આપે છે. આ કામ ઘણું મોટા પાયાપર ચાલે છે અને તેની નકલ આ દુનિયાંના સંસારમાં નાના પાયાપર માલમ પડે છે. સંસારમાં રહેતા કુટુંબના વડાને માટે તેની સંભાળની જોખમદારી હોય છે, સર્વેનું પોષણ કરવાની ફરજ પડે છે અને જો એકદીલીથી કામ ચાલે છે તો કુટુંબની આબાદી અને વધારો થાય છે. કુટુંબના સારા અને ઉપયોગી સભસદ થવા માટે જોઇતી લાયકાત મેળવવી પડે છે, તેવી રીતે કુદરતના કારોબારમાં ભાગ આપવાને જોઇતી લાયકાત મેળવવાને જ્ઞાન, અનુભવ અને ડહાપણની જરૂર પડે છે. માણસમાં મંદ પડેલી મનની અને અંતઃકરણની શકિતઓને કેળવણી અને અનુભવથી બહાર લાવી શકાય છે, અને સારી રીતે કેળવાયલા માણસમાં પુખ્ત ઉમરે જ્ઞાનથી ડહાપણ આવી શકે છે, જે જીંદગીનો સુધારો કરવામાં ખપ લાગે છે. જ્ઞાન અને ડહાપણ મેળવવાનો આધાર માણસની કોશેશ અને મહેનતપર હોય છે, અને મળેલી તકોનો સારો ઉપયોગ યા ગેર-ઉપયોગ કર્યાથી તેને લગતી મનની અને અંતઃકરણની સારી યા માઠી શક્તિઓ ખીલવા પામે છે, જેના બળથી જીંદગીનો વધારો કરવાનું મુશ-કેલ યા સહેલું થાય છે.

## વિચારો, વચનો અને કામોનો ઉપયોગ.

કુદરતના કાયદાઓ અચળ હોય છે તે માટે આદમી તેની સામે થઇ શકતો નથી, પણ પોતાની મરજીથી તે કાયદાને તોડી શકે છે તેથી તે પોતાને નુકશાન કરે છે, અને આયંદે કુદરત તેને દુઃખ અને દિલગીરી મારફતે કાયદાઓને માન આપીને ચાલતાં શીખવે છે, જેથી તે સમજી શકે છે કે કુદરતના કાયદાનો ભંગ કર્યાથી આપદામાં આવી પડે છે, માટે તે કાયદાઓ સાથ સમાધાનીમાં રહી કામ કરવાને શીખે છે. ભલા, સારા વિચારો જીંદગીને આગળ વધારવામાં ઘણા જરૂરના હોવાને લીધે જરથોસ્તી ધર્મમાં સારા વિચારોને પહેલી જગ્યા આપી છે, અને જે ત્રણ શબ્દોપર તેનો પાયો રચાયલો છે તે સારા વિચારો, સારા સખુનો યા બોલો અને સારાં કામો છે. આ ત્રણ શબ્દો કુલ જગતના ફાયદા માટે ઉપયોગી છે. કોઇપણ મનુષ્યની જીંદગીમાં સારા વિચારો, સારાં વચનો અને સારાં કામો ફાયદો કરે છે, અને જગતના કલ્યાણ માટે તેની જીંદગી ઉપયોગમાં આવી શકે છે, કારણકે મનુષ્યનાં સારાં કામો દુનિયાંનું દુઃખ ઓછું કરવામાં મોટો ભાગ ભજી બતાવે છે, અને સારાં વચનો જીંદગીના કડવાશને દૂર કરી દીલસોજીથી જીંદગીના સુખની મીઠી લહેજત ચખાડે છે. જેમ વિચાર પર કાબુ રાખવો જરૂરનો છે તેમ જીભપર પણ કાબુ રાખવો અગત્યનો હોય છે, કારણકે કજીઆ અને સલાહ સંપનું મુળ જીભ છે અને મોઢાંવાટે બહાર આવતા સારા યા માઠા સખુનોની અસર જીંદગીપર થાય છે, તેમજ જગતના ભલાં યા બૂરાં માટે એનો ઉપયોગ થઇ શકે છે. સાચાં સખુનો માણસની જીંદગીને શોભાવે છે, કારણકે આ જગતનો પાયો સચ્ચાઇપર રચાયલો હોવાને લીધે જુઠાઇ લાંબો વખત ટકી શકતી નથી, અને કુદરતના કાયદાઓ સચ્ચાઇપર અમલ કરતા હોવાથી તેની ખુબી જીંદગીમાં માલમ પડે છે. આ દુનિયાંમાં વિચારો જાહેર કરવાનું સાધન સખુનો યા બોલો હોય છે, જેની મારફતે મનના વિચારો બહાર પ્રગટ થઇ શકે છે, અને સારા વિચારોથી ભલા, માયાળુ શબ્દો ઓચરી શકાય છે. જીભને કાબુમાં રાખવા માટે ત્રણ બાબદો ઉપર ધ્યાન આપવાનું હોય છે. કોઇની લાગણી દુઃખાવે તેવા ઘાતકી શબ્દો મોઢા વાટે નીકળે તેના કરતાં નરમાશ સાથના દયાળુ શબ્દો મારફતે વધુ સહેલાઇથી દુનિયાંમાં કામ કરી શકાય છે, અને સચ્ચાઇ બોલવા માટે જોર આપે છે; શબ્દોની અસર સચ્ચાઇમાં

સમાયલી હોય છે, તેથી સારાં વચનોમાં સચ્ચાઇ અને દયાનું તત્ત્વ સમાયલું જણાય છે. વચનો યા સખુનોનો ઉપયોગ કેવો અને કેમ થાય છે તેપર પ્યારની લાગણીઓનો આધાર હોવાથી જીંદગીને સુખી બનાવવા માટે વાંધા ભર્યાં સખુનો બોલવામાં ગેરફાયદો થાય છે, અને ભલાં વચનો સુખ સંપમાં વધારો કરી શકે છે. તે માટે જીભના ઉપયોગમાં સચ્ચાઇ, દયા, અને સખુનોના વપરાશ પર ધ્યાન આપવું પડે છે, કારણકે આ નાની જીભ જીંદગીનો નાશ લાવી શકે છે, તેમ તેનો ઉદ્ધાર પણ કરે છે. આ માટે સારા વિચાર પછી સારા બોલને બીજે દરજ્જે આપવામાં આવ્યો છે, અને ત્રીજે દરજ્જે સારાં કામો આવેલાં છે, જે દેખડાવે છે કે મનુષ્યનાં કામો તેના વિચારો અને શબ્દોને આભારી હોય છે. જે જાતના વિચારો મનમાં આવતા હોય તેને લગતાં કામો કરવાને આદમી ખેંચાય છે, કારણ કે જેમ એક ઘેર બાંધવા અગાઉ તેનો નકશો તૈયાર કરવો પડે છે, તેવી રીતે મનના વિચારો આ દુનિયાંમાં થતાં કામને માટે નમુના રૂપે હોય છે. સારા વિચારો, સારાં વચનો અને સારાં કામો આ ત્રણ વાકયો સદાકાળ માટે અમર છે, આદમીની જીંદગીનો આધાર એ પર રચાયલો છે, જીંદગીનું સુખ એથી પ્રાપ્ત થાય છે, અને એ પર અમલ કરવાથી કુદરતને મદદકર્તા થઇ શકાય છે, જેથી જીંદગીનું સુખી છેવટ આવી શકે છે, દુનિયાંને ફાયદો થાય છે અને હંમેશ માટે એવાં ભલાં નરનારીઓનાં કામો વખણાય છે.

## જીંદગીના સંબંધો.

દરેક ચાજનોહક જીંદગીમાં ધરાવવા અગાઉ પહેલાં ખરી ફરજો બજાવવી પડે છે. નીતિને માર્ગે ચાલ્યાથી ફરજો અદા કરવાને બની શકે છે, અને જીંદગીના આપલેના વહેવારમાં એક એક તરફ થયેલો ઉપકારનો બદલો વાળવાને જોઇતી તકો મેળવી શકાય છે, કારણ કે જીંદગીની સુખ દુઃખની લડતમાં એક-બીજાંની ગરજ પડે છે અને આદમી એક એકના સમાગમમાં આવ્યાથી એક-બીજાં તરફ ઘણી રીતે કરજદાર થાય છે, જે કરજ ચુકાવી આપવાને તે હંમેશા બંધાએલું રહે છે. કોઇનો ઉપકાર યા કરજનો બદલો વાળી આપતી વખતે શાંત મને ધીરજથી કામ લેવું પડે છે, તેનું કારણ એ છે કે બડબડાટ કર્યાથી યા ગભરાટ મચાવવાથી કરજ ચુકવી દેવાની હાથમાં આવેલી તક જતી રહે છે, અને અસંતોષી થઇ વિલાપ કર્યાથી ઘણો લાંબો વખત સુધી તે કરજ ભરી શકાતું નથી, જેથી આદમીને એક એકના ઉપકારના બોજા તળે દબાયલું રહેવું

પડે છે. તેટલા માટે નેમી આપેલી વાજબી ફરજો બજાવવાથી છુટાપણું મેળવી શકાય છે, જે જીંદગીની ખુશાલી લાવે છે અને દુનિયાંના કામમાં વાજબી ફાળો આપવાને આદમી છુટું થઇ શકે છે. જ્યારે કોઇ પાસે પૈસાની રકમ વ્યાજે ઉછીની લેવામાં આવે છે ત્યારે તેને વ્યાજ સાથે પાછી ભરી આપવી પડે છે, તેવી રીતે ઉપકારનો પાછો બદલો વાળી આપવાનાં આવેલા તકોને જતી મુકવાથી ફરજનો બોજો વધે છે અને તે ભરી આપવું વધુ મુસ્કેલ થાય છે. ફરજો ન અદા કરવાથી બંધનો જીવ માટે ચાલુ રહે છે અને પસંદ પડતા યા ન ઇચ્છવા જોગ સંબંધો ઉભા થાય છે, જે જીંદગીમાં વળગણો તરીકે આવી મળે છે; તેથી જીવ માટે છુટાપણું મેળવી શકાતું નથી અને જીંદગીમાં આગળ વધવા માટે છુટાપણું અગત્યનો ભાગ બજાવે છે. તેથી જીંદગીનો અસંતોષ તેના સુખની ગેરહાજરીનો ક્રોધ અને પરિણામમાં ઉપજતી નાસીપાસી મનુષ્યને પોતાની ફરજો બજાવવામાં પછાત પાડે છે, અને આગળ વધવાના માર્ગમાં અનેક જાતની મુસ્કેલીઓ લાવે છે. આદમીને પસંદ પડે યા ન પડે તે છતાં કુદરતનો કાયદો પોતાનું કામ ચાલુ કરે છે, અને તે કાયદાને પિછાણી કબુલ રાખવાથી ઘણું સારૂં ફળ જીંદગીમાં લાવી શકાય છે, તેટલા માટે સંતોષી માણસ વધુ સહેલાઇથી જીંદગીનો માર્ગ કાપી શકે છે. જીંદગીની વૃદ્ધિ કરવાને ધીરજ રાખવી પડે છે અને દુઃખની વખતે સબુરી સાથનો સંતોષ તન અને મનને જોર બક્ષે છે, જેથી ખુશી સાથે કુદરતના કાયદાને માન આપી ચાલી શકાય છે, અને કાયદાને માન્ય રાખ્યાથી જીવની ઉન્નતિ થઇ શકે છે. જીંદગીની ફિલસુફી સમજવાથી જીંદગી શા માટે છે, તેની નેમ શું રાખવામાં આવી છે, માણસ ક્યાંથી આવ્યું છે અને પાછું ક્યાં જાય છે તેનું જ્ઞાન લઇ શકાય છે, અને જીંદગીનો છેડો સુખમાં યા દુઃખમાં લાવી શકાય છે. દરરોજની જીંદગી આદમીને કેળવે છે અને નાની નાની બાબદોમાંથી ઘણું શીખવાનું મળે છે, કારણ કે દરરોજના બનતા નજીવા બનાવો પર ધ્યાન આપવાથી મોટાં ભારી કામો કરવાની શકિત ખીલે છે, અને જીંદગીને ચાલુ તપાસવાથી તેમાં સુધારો વધારો થઈ શકે છે.

## વફાદાર જીંદગી.

એક વફાદાર નોકર જેટલો તેના ધણીને ખપમાં આવે છે, તેટલો બેવફાદાર માણસ ઉપયોગી થતો નથી, તેવી રીતે જીંદગી સાથે પ્રમાણીકપણે વર્તવું જોઇએ છે, અને વફાદારીથી જીંદગીના બક્ષનાર ધણીને ચહાવાથી

મનુષ્યની જીંદગીને ઉત્તમ કરી શકાય છે—દુનિયાના ફાયદા માટે જીંદગી ઉપયોગમાં આવી શકે છે, અને કુદરતના કાયદાઓને ચિવટાઇથી વળગી રહેવાને વફાદારીનો ગુણ ઘણો કામનો છે, તેથી જીંદગી દરમ્યાન સંપૂર્ણતા મેળવવાને પ્રમાણીકપણે વર્તવાનું બની શકે છે.

જીંદગીનો દરેક દહાડો કેળવણી લેવા માટે અગત્યનો ગણાય છે, કારણ કે જીંદગીના દહાડાઓ પાણીના રેલા માફક પસાર થાય છે, અને ગયેલો વખત પાછો આવી શકતો નથી, તેથી દરેક દહાડાના બનતા બનાવો આદમીના મનની અને અંતકરણની શકિતઓની કસોટી લે છે અને ચલીત મનને એકાગ્ર કરવામાં મદદ કરે છે. દરરોજ આખો દહાડો સંસારને લગતી નજીવી બાબદો પર બરોબર ધ્યાન આપવાથી જીંદગીમાં મોટાં ગણાતાં કામો કરવાની શકિત ખીલે છે કારણ કે શરૂઆતમાં મનની શકિતઓ બહાર લાવવાને નાની બાબદો પર પુરતું ધ્યાન આપવું પડે છે. જીંદગીમાં મલતી નાની તકોનો વાજબી ઉપયોગ કર્યાથી મોટી તકો મેળવવાને મનુષ્ય લાયક થાય છે, અને લાયકાત આવવાથી જીંદગીનું સુખ મેળવી શકાય છે, કારણ કે કુદરત તરફથી ફોકતમાં નવાજેશ લેવાને આદમી સરજાયેલું નથી, પણ તેના કોશેશ અને મહેનતના પ્રમાણમાં હક તરીકે મહેરબાની મેળવી શકે છે.

નિશાળમાં શીખતાં છોકરાંઓ શિક્ષકના હુકમને માન આપે છે, અને સારી રીતે ચાલી શિક્ષક સાથે સમાધાનીમાં રહેવાથી તેઓ ઝડપથી અભ્યાસમાં વધારો કરી શકે છે, પણ જો એક વર્ગનાં છોકરાંઓ નાલાયક વર્તણુક રાખી શિક્ષક સાથે અસમાધાની ઉત્પન્ન કરે છે તો તેઓના અભ્યાસમાં સારો સુધારો થઇ શકતો નથી; તેવી રીતે વૃદ્ધિ કરવાને માણસને કુદરતના કાયદાઓને માન આપવું પડે છે, અને તેની સાથે સમાધાનીમાં રહી સારી વર્તણુકથી જીંદગીમાં વધારો કરવાને બનતી તજવીજ કરવાની છે, જેથી વૃદ્ધિમાં વગર જરૂરની ઢીલ થવાનો સંભવ ઓછો થાય છે. વૃદ્ધિનો કાયદો કુલ પેદાયશમાં અમલ કરે છે, તેથી દરેક જણ આગળ વધવાને પાત્ર હોય છે, પણ આદમી પોતાની મરજી વાપરીને વધારો ઝડપથી કરી શકે છે યા ગેરસમજુતીથી કુદરતની સાથે અસમાધાનીમાં રહી વધારાના કામમાં નડતલ લાવે છે. તેથી વૃદ્ધિ થવામાં વિલંબ લાગે છે. દરેક જણ માટે જીંદગીમાં ચોક્કસ નેમી આપેલાં કામો કરવાનાં હોય છે, અને તે કેવી રીતે કરવામાં આવે છે તેની ઉપર સુખ દુઃખનો આધાર

રહેલો છે; કારણ કે જીંદગીની દરેક તક આદમીના ગુણની કસોટી કરે છે, અને વહેવાર દરમ્યાન સારા યા માઠા ગુણો જીંદગીની સપાટી પર બહાર આવે છે, તેથી જીંદગીને વફાદાર રહેવામાં ફાયદો થાય છે અને ખરાબ ગુણોને સારા ગુણોમાં ફેરવવાથી વૃદ્ધિના ચઢતે તબકકેનાં પગથિયાંઓ ઉપર આદમી ચઢી શકે છે, જેથી જીંદગીનો વધારો કરવામાં ખોટી થતી નથી અને વૃદ્ધિનું મુશ્કેલ કામ સહેલું થાય છે.

## જીંદગીની મુશ્કેલીઓ.

આગળ વધવાને મનુષ્યની જીંદગીમાં મુશ્કેલીઓ જરૂરની હોવાને લીધે એવા બારીક સમયમાં મોટા પુરૂષોની જીંદગીના વૃત્તાંતો આદમીને કુદરતમાં વિશ્વાસ રાખવાને શીખવે છે, અને જેમ આકાશમાં વાદળાં ચઢી આવવાથી અંધકાર પથરાય છે, અને તે સૂર્યની રોશનીને થોડો વાર ઢાંકી દે છે, તેમ દુઃખો અને મુશ્કેલીઓ વાદળાં માફક જીંદગીની ઝળકતી બાજુને ઢાંકી નાખે છે, પણ વિશ્વાસની નજરે કુદરત તરફ નેગાહ રાખી મુકવાથી મુશ્કેલ વખતમાં આદમી સીધું ઉભું રહી શકે છે, અને દુઃખના બોજા તળે દબાઇ જતું તેના અંતઃકરણનો વિશ્વાસ બચાવી લે છે. અનુભવથી આદમી શીખે છે કે જગતના કિર્તાર માટેનો ચાહ અને તેને માટેનો ભરૂસો આદમીના જીગરને દુઃખ સહન કરવાને સધ્યારો આપે છે, અને જીંદગીની ખરી લાયકાતો પિછાણવાને દુઃખની વખતે બને છે, જેથી આદમી પોતાને ઓળખી શકે છે, અને જીંદગીનો માર્ગ કાપવાને જોઈતી લાયકાતો મેળવી ગમે તેવા સંજોગોમાં સંતોષી જીંદગીની ખુશાલી લાવી શકે છે.

કેળવણી જો જીંદગીમાં ખરો સુધારો લાવી ન શકે, તો જે શક્તિ અને રંજ તે મેળવવા માટે વાપડવામાં આવ્યાં હતાં તે ફોકટમાં ગણાય છે, કારણ કે જીંદગીને આગલ વધારવા માટે શરીર અને મનને કેળવણીથી તૈયાર કરવું પડે છે, અને તેનો ફાયદો જીંદગીના સુધારા વધારામાં કામ ન આવે તો જીવન ગુજારવા માટેની સારી તકો મનુષ્ય હાંસલ કરી ન શકે, જેથી દૂનિયાંમાં આગળ વધવાની લાયકાતો તે જવલેજ મેળવી શકે છે. બહારના દબાણથી આદમીની જીંદગીમાં જેવો જોઇએ તેવો સુધારો થઇ શકતો નથી, પણ પોતાની મરજીથી આદમી ચાહે તેવો વધારો કરી શકે છે, જેથી કુદરતને ઉપયોગી થવાય છે અને માણસનાં ભલા માટે પોતાની

ખુશીથી તે મહેનત કરવાને તૈયાર થાય છે. કુદરત પોતાની શક્તિઓનો ફોકટમાં બગાડ કરતી નથી પણ સંભાળથી જરૂર પડવે વાપરે છે, તેથી તેણીના કારોબારમાં સમાધાની ચાલુ રહે છે, તેટલા માટે માણસે પણ પોતાની શક્તિઓનો સંભાળથી ઉપયોગ કરવાને શીખવું જોઇએ, અને વગર અર્થે તનની અને મનની શક્તિઓનો ગેરઉપયોગ કર્યાથી તેની ખોટ અંતે આદમીને ખમવી પડે છે. તેનું કારણ એ છે કે વગર જરૂરના કામોમાં શક્તિ ખર્ચાઇ જવાથી તન અને મન નબળું પડી જાય છે, જેથી જીંદગીમાં આગળ વધવાને જોઇતી લાયકાતો ગ્રહણ કરવાની કોશેશ થઇ શકતી નથી, અને કુદરત સાથે સમાધાનીમાં રહેવાને બળવાન તન અને મન જોઇતી જરૂરીયાતો પુરી પાડે છે.

## જીંદગીનું ખેંચાણ.

તંદરૂસ્ત શરીરમાં મન સારી રીતે કામ કરે છે, તેથી ચાલાકી મેળવી શકાય છે અને જીગરના દુર્ગુણો પર જીત મેળવવાને ચાલાક મનનો ખપ પડે છે. જોરાવર તન, ચાલાક મન અને ખાલેશ ઉમદા પ્યારની લાગણીઓ સાથનું જીગર મનુષ્યને માટે આગળ વધવાનો માર્ગ ખુલ્લો કરે છે. જીંદગીમાં હરરોજ કંઇપણ જાતનું શીખવાનું મળે છે, તેથી આખી જીંદગી સુધી મનુષ્ય સમજીને અભ્યાસ કરી શકે છે યા આળસુ બની ફોકટમાં જીંદગીનો વખત પસાર કરે છે. જીંદગી કેવી રીતે પસાર કરવી તેનો ઠેરાવ આદમીની મરજી અને મુનસફી પર રહેલો હોય છે, જેથી તે જ્ઞાન અને શક્તિઓ મેળવવાને લાયક યા બીનલાયક થાય છે. એક ભાષણ સમજવાને ઘણા જણો એકઠાં થાય છે, પણ જૂદી જૂદી રીતે દરેક પર ભાષણની અસર થાય છે, અને ભાષણકર્તાના શબ્દો તરફ એક સરખી રીતે દરેક જણ ખેંચાતું નથી; તેવી રીતે કેવી જાતની જીંદગી ગુજારવી તેનો ઠેરાવ આદમી પોતે કરી શકે છે. જીંદગીમાં મળેલો અનુભવ અને જ્ઞાનનો કેવો ઉપયોગ કરવો તે તેના હાથમાં સોંપવામાં આવ્યું છે, અને જીંદગીમાં કેવી જાતની રૂઢીઓ વાપરવી તે તેની મરજી પર હોય છે, જેથી તરેહવાર જાતના ફરકો જીંદગીમાં માલમ પડે છે અને દરેક આદમી એક સરખી રીતે દરેક બાબદમાં ખેંચાતું નથી. ખેંચાણથી આદમીની જીંદગીમાં સુધારો વધારો કરવાને ઉત્તેજન મળે છે, અને ખેંચાણથી શીખવા ધારેલી

બાબદ માટે પ્યાર ઉત્પન્ન થાય છે, અને તે બાબદનું જ્ઞાન જીંદગીના વપરાશમાં આવી શકે છે. જેમ ખોરાક જરપત થવાથી તેનું લોહી, માંસ, હાડકાં વગેરે બની શકે છે, જે શરીરની ખીલવણી કરવાના કામમાં આવે છે, તેમ જ્ઞાન અને અનુભવને જીંદગીમાં વાપરવાથી તે જરપત થાય છે, અને શરીર મારફતે જૂદી જૂદી મનની અને અંતઃકરણની શક્તિઓ તરીકે જાહેર થાય છે, તેટલા માટે જાણીતા, મહાન ઉમદા નરનારીઓની જીંદગી તરફ માનની નજરે જોયાથી તેઓના ગુણો અને શક્તિઓને ચાહી શકાય છે, અને તેઓની જીંદગીના દાખલાઓ પરથી શીખવાની અને આગળ વધવાની હોંશ આવે છે. જીગરની ઉલટ ચાલુ રાખવાનું કામ આપણું હોય છે, અને જેટલા પ્રમાણમાં આપણામાં તે જાતના ગુણો અને શક્તિઓ ખીલેલી હોય છે, તેટલા પ્રમાણમાં આપણે તેઓની કદર બુજી શકીએ છીયે, અને વખાણની નજરથી ચહાવાનું બની શકે છે, જેથી તેઓની જીંદગી આપણી જીંદગી પર અસર કરે છે અને સુધારો વધારો કરવામાં મદદ કરે છે. એ જાતની મદદને સમજુ આદમી ઉપકાર સાથે સ્વીકારે છે, અને પોતાની જીંદગીની હારજીતના લડાઇમાં ચાલુ અજમાયશથી અખતરા કરે છે. જેથી જીંદગીની લડતમાં જોઇતું બળ મેળવી શકે છે

## કિર્તારની રાહબરી.

જગતની રાહબરી અને વૃદ્ધિ કુદરતની જે મિનોઇ શક્તિઓના હાથમાં રહેલી છે, તેઓ સર્વે જગતના બનાવનાર ઇશ્વરની મરજીને માન આપીને ચાલે છે, કારણકે તે તેઓનો સરદાર છે અને જગતના વધારા માટે જે તેણે નિર્માણ કર્યું છે તે પ્રમાણે તેઓ રાહબરી કરે છે. તેઓ સઘળી પ્રજાઓ અને કુલ પેદાયશના ભલાં માટે કામ કરે છે, અને પોતપોતામાં કુદરતને લગતું બધું કામ વહેંચી લે છે. જરથોસ્તી ધર્મમાં આ જગતના રચનારને બુલંદ દરજ્જેના સરદારની ઉપમા આપવામાં આવી છે, અને તેના હાથ નીચે કેટલીક ચઢતે દરજ્જેની શક્તિઓ કામ કરે છે, જેઓને અમશાસ્પંદો, યઝદો તરીકે જણાવેલા છે. અમશાસ્પંદો, યઝદોથી ચઢતે દરજ્જેના ગણાય છે અને એવી રીતે ચઢઉતર દરજ્જેની ભલી મિનોઇ શક્તિઓને જગતના સાહેબની સરદારી હેઠળ કુદરતનાં જૂદાં જૂદાં કામમાં રોકાયલી દેખાડવામાં આવી છે. આ દુનિયાંના કારોબારમાં એને મળતો

આવવો નકશો આપણા જોવામાં આવે છે. એક દેશના રાજાને સર્વોપરી સત્તા આપવામાં આવેલી હોય છે, અને તેના રાજ કારોબારમાં ભાગ લેવાને તેની આજુબાજુ મુખ્ય સલાહકારી સભાસદોનું મંડળ ભેગું મળેલું હોય છે, જે દેશને લગતો જૂદો જૂદો વહિવટ ચલાવે છે. આ મંડળ તરફથી દરેક જૂદાં ખાતાં માટે એક ઉપરી નેમવામાં આવે છે, જેની નેમણુક તેની શક્તિ અને હુશિયારી પ્રમાણે કરવામાં આવી હોય છે. આ સર્વે ઉપરીઓ મુખ્ય કારોબાર મંડળની મરજી પ્રમાણે દેશના વધારા માટે કામ કરે છે, અને આ સર્વેના સરદાર તરીકે દેશના રાજાને સ્વીકારેલો હોય છે, જેથી બીનલાયક ઉપરીઓની સત્તામાં તે ઘટાડો કરી શકે છે યા તેઓની જગ્યા પર બીજા લાયકોને મુકે છે.

કુદરતનો સરદાર જે ઇશ્વર છે તે પોતાના કારોબારી મંડળ સાથે મળી જગતનો વહિવટ ચલાવે છે, અને તેની જોઇતી જરૂરીયાતો પુરી પાડે છે. કુદરતના કારોબારી મંડળ તરફથી જગતના રક્ષણ અર્થે જૂદાં જૂદાં ખાતામાં તેને લગતા ઉપરીઓ નેમવામાં આવે છે, જેઓ કુદરતના કારોબારી મંડળની દેખરેખ હેઠળ તેઓની મરજીને અનુસરતું પોતાને લગતું જૂદું જૂદું કામ બજાવે છે. એવી રીતે ધર્મમાં આપણે એક ઉપરીને કામ કરતો જોઇએ છીયે અને તે ઉપરીને પેગમ્બર કહેવામાં આવે છે, જે ધર્મનો બચાવ કરે છે, લોકોને ધર્મ મારફતે કુદરતના કાયદાઓ શીખવે છે, અને પોતાની ભલી નીતિમાન જીંદગીનો દાખલો બેસાડે છે. ઇતિહાસ પરથી માલમ પડે છે કે જૂદે જૂદે વખતે એવા ધર્મના ઉપરીઓએ માણુસ જાતને સીધે રસ્તે દોરવવા માટે તેના ભલાંને અર્થે કુદરતની સચ્ચાઇઓ શીખાડવાની કોશેશ કરી હતી. તેઓ દેશ, કાળ અને સંજોગો પ્રમાણે પોતાનાં શિક્ષણો રચતા હતા, અને જેટલા પ્રમાણુમાં માણુસનું મન સમજવાને શક્તિ ધરાવતું હોય તેટલું જણાવતા હતા. જીંદગીને આગળ વધારવા માટે જૂદી જૂદી વિદ્યા હુનરના ફેલાવા સારૂ મદદ કરતા હતા, અને સાદી, અશો, પ્રમાણીક જીંદગીનો ચિતાર આદમીની નજર સનમુખ દેખડાવતા હતા. તેઓ ભલી, ઉત્તમ પ્રકારની જીંદગી ગુજારતા હતા, તેથી સંપૂર્ણ રીતે કુદરત સાથે સમાધાનીમાં રહી શકતા હતા, અને એવી રીતે સમાધાની જાળવી શકવાથી કુદરતનો સરદાર જે ઇશ્વર છે, તેની સાથે ભલી જીંદગીથી પોતાનું જોડાણ કરવાને ફતેહ પામ્યા હતા. તેવી રીતે માણુસનું મન ધર્મ મારફતે તેના ઉપરી સાથે જોડાણમાં આવે છે, કારણ કે ધર્મનાં શિક્ષણો અથવા ધર્મ અભ્યાસ તે પેગમ્બર યા ઉપરીના

મનના વિચારો છે, જે શીખીને ગ્રહણ કર્યાથી આદમી તેના વિચારો સાથે એક થઇ શકે છે. માણસ કુદરતને જૂદા જૂદા રૂપમાં જોઇ શકે છે, પૂજ્ય ભાવથી ચાહે છે અને જૂદી જૂદી ઢપે તેની શક્તિઓની આરાધના કરે છે; કારણકે દુનિયાંમાં અગણીત આકારો મારફતે જીંદગી કામ કરે છે અને તે જીંદગી કુદરતના સાહેબ તરફથી મળેલી હોય છે, જેની શક્તિ અને ડહાપણનો પાર હોતો નથી, તેથી તે કિર્તાર દરેક જીવની દાદ લેઇ શકે છે અને જે ઢપે તે તેને ચાહે છે તે રીતે તેના જીગરને સંતોષ આપે છે.

## કુદરતના ધણીનું વિશાળ જ્ઞાન.

જગતના બનાવનારને જ્ઞાનનો ધણી પણ કહેવામાં આવે છે, કારણકે તેનું જ્ઞાન એટલું વિશાળ છે કે મનુષ્યના જ્ઞાન સાથ સરખાવતાં તેના વિસ્તારનો ખ્યાલ આવી શકતો નથી. એક જંગલી આદમીના જ્ઞાનમાં અને આગળ વધેલા, જાણીતા, જ્ઞાની પુરૂષના જ્ઞાનમાં જેટલો તફાવત ખુલ્લો માલમ પડે છે, તેવી રીતે જગતનાં રચનામાં તે સાહેબના જ્ઞાનનો પ્રકાશ જાહેર રીતે જણાય છે. જેમ એક આદમી શીખી આગળ વધી, ભલી જીંદગી ગુજારતો જાય છે, તેમ તેના ઉપયોગીપણામાં વધારો કરે છે અને દુનિયાંના લોકને ઘણી બાબદોમાં પોતાના જ્ઞાનના જોરે મદદ કરી શકે છે; તેવી રીતે કુદરતનો ધણી પોતાના જ્ઞાનના જોરે સર્વે બાબદો જાણે છે, તેથી સર્વે ઠેકાણે મદદ કરી શકે છે. વિચાર શક્તિની મદદે જ્ઞાન મેળવી શકાય છે, તેથી કુદરતને લગતા ઉમદા વિચારો તે સાહેબની કરામત પિછાણવાને જ્ઞાન લેવાને લાયકનું મનુષ્યને બનાવે છે, અને ગોહર કરવા લાયકના ઉંચા વિચારોનું ચાલુ મનન ફાયદો કરે છે, કારણકે તેથી આદમીના મનની આરસીની ધુળ જે બૂરા વિચારો છે તે સાફ થાય છે, અને તેવા આદમીનું મન જ્ઞાનની મારફતે આ દુનિયાંમાં પ્રકાશ આપે છે. જેમ એક સાફ, ચળકાટમંદ આઇના મારફતે જે ચીજ તેની સામે ધરવામાં આવે તેના સ્વરૂપનો ખુલ્લો છાયો જોઇ શકાય છે, તેવી રીતે સ્વચ્છ મન કુદરતના માલેકના બહોળાં જ્ઞાનનો થોડા પ્રકારમાં પ્રતિબિંબ પાડે છે, જેથી તેવું મન ધરાવતુ આદમી ઘણી બાબદો જાણી શકે છે અને વખત જતાં પોતાની હુશિયારીમાં ઘણો વધારો કરે છે, તેથી દુનિયાંમાં તે આસ્કારા થાય છે અને તેની સેવા કરી શકે છે.

## મનુષ્ય જીંદગી.

એક તબીબ થવા માટે થોડાં વર્ષો મહેનત કરવી પડે છે, મનુષ્યની શરીર રચનાનું જ્ઞાન હાંસલ કરવાનું હોય છે, અને દુ:ખ દરદોને પિછાણી તેના ઉપાયો લેતાં આવડવાથી તે આદમી એક તબીબ તરીકે બીજાં માણુસોના ખપમાં આવી શકે છે. હવે એક તબીબ કોઇ માણુસને સખત પ્રકારે પીડાતું જોઇ તેને લગતા ઉપાયો સુચવ્યા વગર ફક્ત આંખમાં આંસુ લાવી રોગીને નાખી ચાલી જશે, તો તેના તબીબી જ્ઞાનનો ફાયદો બીજાંને મળી શકશે નહિ અને તેના જીગરની દયા પણુ ફોકટમાં જશે, કારણુકે દયા સાથે દુ:ખના ઉપાયો લેવાની તબીબ તરીકે ફરજ હોય છે, અને ધીરજથી તે રોગ મટાડવાની કોશેશ વ્યર્થ જતી નથી. તેવી રીતે મનુષ્ય પોતાની નબળાઇઓ સુધારવાને મહેનત ન લે, શરીર, મન અને અંત:કરણુ શા માટે છે, તેનો ઉપયોગ શું હોય છે, કેવી રીતે આ ત્રણેને શુદ્ધ કરી શકાય છે તે જાણુવા માટે દરકાર ન કરે અને પોતાને પિછાણી આગળ વધારાને માટે કોશેશ ન કરે તો મનુષ્ય તરીકેની કિંમતી જીંદગી ફોકટમાં ગુમાવેલી ગણાય છે. જીંદગીની બૂરી આદતો અને હલકી રૂઢીઓને ઉંચી નીતિ રીતીમાં ફેરવવાને આદમી જ્યાંસુધી કેળવાતું નથી ત્યાંસુધી જીંદગીના બૂરા રોગો માટે ઉપાયો લઇ શકતું નથી. હલકી વર્તણુક સાથની ખામી ભરી જીંદગી એક આદમી ચાહે તેટલો વખત ગુજારી શકે છે, પણુ વૃદ્ધિનો કાયદો તેને છોડતો નથી કે જે કાયદો સઘળી પેદાયશના આગળ વધવા માટે કામ કરે છે, તેની સામે માણુસ થઇ શકતું નથી, પણુ માત્ર થોડા વખતને માટે તે પોતાની વૃદ્ધિનો અટકાવ કરે છે, અને કુદરત ન ધારેલી આફતો, દુ:ખ, દિલગીરીથી મનુષ્યને ફરી એકવાર ધડો આપે છે કે લાંબો વખત સુધી જીંદગીનો બીગાડ કરવામાં ગેરફાયદો હોય છે, અને સુધારો કરવાને દોરવે છે તેથી જીંદગીનું આગળ વધવું થાય છે. દરેક માણુસના જીગરમાં સુખ મેળવવાની આશા રહેલી હોય છે, અને તે માટે જીંદગી સુધી મહેનત કરે છે. એક પહાડમાંથી વહેતા ઝરાનું પાણી નીચાણુમાં નાનાં ખાડામાં એકઠું થાય છે, તો લાંબે વખતે તે પાણી સ્થિર પડી રહેવાથી ખરાબ થાય છે અને વપરાશને લાયકનું હોતું નથી, તેવી રીતે જીગરનું ખરૂં સુખ, જ્ઞાનના વપરાશમાં, દોલતનો સારો ઉપયોગ કરવામાં, ગરીબો અને દુ:ખીઓને આશરો આપવામાં, ખરી ફરજો બજાવતાં

તેમાં આપવા પડતા સ્વભોગમાં, ભ્રાતૃભાવથી સર્વે સાથે ઐકયતા વધારવામાં, એક બીજાંના દુઃખ સુખમાં મદદ કરવામાં અને છેલ્લે જન સેવા કર્યાથી મેળવી શકાય છે. જેમ વહેતા ઝરાંના પાણીઓમાંથી નદી નાળાંઓ થાય છે, અને ઘણે લાંબે સુધી તેઓ પથરાય છે તેથી માણસના ખપમાં આવે છે, અને જીંદગી નીભાવવાની સુખ સગવડ થઇ શકે છે, તેમ ભલું, માયાળુ જીગર ઘણા માણસોને સુખી કરી શકે છે, દુઃખ મટાડવાનું બળવાન હથીયાર થાય છે, અને મીઠાં પાણીના વહેતા ઝરા માફક આદમીની તરસ મટાડી શકે છે, કારણકે એવું ભલું અંતઃકરણ ધરાવતું આદમી સર્વેને પોતાની શક્તિ પ્રમાણે ઉપયોગી થઇ શકે છે, જેથી તે જીગરનું ખરૂં સુખ મેળવે છે. જીંદગીમાં માત્ર પૈસો ભેગો કરી તેને લગતી મજાહમાં વખત ગાળવાથી માણસના અંતઃકરણનો મીઠો ઝરો સુકાતો જાય છે, અને છેલ્લે સારી રીતે પોતાની ગુંજાશ માફક જીગરનો ભલો ઉપયોગ ન કર્યાથી તે સ્થિર પડેલા પાણીના ખાડા માફક સુસ્ત પડી જાય છે, જેથી તે બીન ઉપયોગી થઇ પડે છે, અને લાંબો વખત તેમાં સારી ગતિ ચાલુ ન રહેવાથી તેમાં ભલી લાગણીઓ જાહેર થઇ શક્તી નથી. ભલી, ઉમદા લાગણીઓ સાથનું અંતઃકરણ જીંદગીનું ખરૂં સુખ લાવે છે કે જે સુખ દુનિયાંની વસ્તુઓના તકલીદી સુખ માફક વહેલું જતું રહેતું નથી, પણ સદાકાળને માટે તે આદમીને સંતોષ બક્ષે છે જે જીગરની ખરી ખુશાલી લાવે છે.

## જીંદગીની ખુશાલી.

દરેક આદમીના જીગરમાં સુખની આશા રહેલી હોય છે, અને તે સુખી થવાને ઇચ્છે છે, જે માટે તેને ભલું થવું પડે છે, કારણકે ભલાઇમાં સુખ સમાયેલું હોવાને લીધે ભલું થવાથી તે પ્રાપ્ત થાય છે. હમેશની ખુશાલી મેળવવાને સારા વિચારો, સારાં વચનો અને સારાં કામોને લગતા ભલા કાયદાઓને સ્વીકારવાની જરૂર પડે છે. અસલી દંતકથાઓમાં અને પુરાણા ઇતિહાસમાં એવા ઘણા દાખલાઓ નોંધાયલા હોય છે કે જેમાં મહાપુરૂષોએ પોતાના ભક્તોનું ખાલેસ જીગર અને ખરાં દીલની શુદ્ધ, બીન સ્વાર્થી પ્યાર સાથની ભક્તિને વધુ પસંદ કરી છે, જેના પરિણામમાં ભક્તોના દીલની ઉમેદ, જે તેઓના ગુરૂ યા કુદરતની મિનોઇ શક્તિના દર્શનની હોય છે તે બર આવતી હતી, અને તેઓ પોતાની ભલાઇને લીધે ગુરૂને યા કુદરતને મદદ કરીને પોતાની જીંદગી સુધારી ઉત્તમ પ્રકારની બનાવી શકતા હતા. આદમીનો ખરો સ્વભાવ

ભલો અને ઉમદા હોય છે, પણ માઠા સંજોગો અને કુટેવોના દબાણ તળે તે હલકી ખાસ્યેત દેખડાવે છે, જેને સારા વિચારો અને કેળવણીથી સુધારી શકાય છે. અગાઉના તેમજ હાલના વખતમાં નામાંકિત નરનારીઓના દાખલાઓ ખુલ્લી રીતે દેખડાવે છે કે માણુસનો સ્વભાવ ખરી રીતે તપાસતાં સારો અને ઉમદા હોય છે, જે માણુસના નામને શોભા આપે છે અને ભલાઇના રસ્તા તરફ જવા માટે તેનો વાજબી ટેકો થઇ પડે છે. માત્ર દોલત અને દુનિયાંનો વૈભવ માણુસને ખરી મ્હોટાઇ બક્ષી શકતો નથી, પણ તેનાં સારાં લક્ષણો સાથનો ભલો સ્વભાવ ખરી મ્હોટાઇ લાવવાને સામર્થ્યવાન હોય છે. એક ખેતરમાં જો વાવણી કરવી હોય છે તો પહેલે તેને ખેડવું પડે છે, તેવી રીતે અંતઃકરણમાં શુદ્ધતા લાવવા માટે તેમાં ઉગેલાં બીન જરૂરી, નુકશાન કર્તા ખરાબીના છોડવાઓને ઉખેડી નાખવા પડે છે, અને તેની જગ્યાપર સારી પસંદગી પામેલા ભલાઇના છોડવાઓની રોપણી કરવામાં આવે તો માણુસનો ખરો ભલો સ્વભાવ બહાર પ્રગટી નીકળે છે; તેટલા માટે માત્ર બહારની રાહ રસમો અને ક્રિયાઓ પરજ આદમી ધ્યાન આપે, અને ભલું મન અને શુદ્ધ અંતઃકરણ બનાવવાની કોશેશ ન કરે તો આ બહારના રેવાજો આદમીની જીંદગીમાં ઘણો સારો ફેરફાર લાવી શકતા નથી. કુદરત આદમીના જીગરની નિર્મળતા, ભલો સ્વભાવ અને માન સાથની ખરી લાગણીઓનો પ્યાર મેળવવાને ચાહે છે, કારણકે અનુભવપરથી માલમ પડે છે કે કુદરત હલકી, ઉંચી જાત, સંસારી દરજ્જો, દોલત એ તરફ નજર પહોંચાડતી નથી; પણ જ્ઞાન, દયા, પ્યાર, પરોપકાર વૃત્તિ, સારી બુદ્ધિ, ભલી મનની વલણો, ખાલેશ દીલ, સહાયકારી ઉત્તમ સ્વભાવ અને માણુસના ઉપયોગી પરમાર્થી કામો વડે તેની જીંદગીની ભલી યા બૂરી નેમોની તપાસ લે છે, અને કુદરતને ચાહનારાં આદમીઓ તેણીને માટેના બીનસ્વાર્થી ખરા પ્યારને લીધે પોતાના શુદ્ધ મન અને ખાલેસ જીગરે આ જગતને જ્ઞાન, નિર્મલ પ્યાર અને કામ કરવાને મેળવેલી શક્તિઓને આધારે ઉપયોગી થઇ પડે છે.

## સુધારાનો ફાયદઃ.

દુનિયાંમાં સુધારો ફેલાવવાની મતલબ એ હોય છે કે જેથી દરેક જીવનું આગળ વધવું થાય અને સર્વે ઠેકાણે સુખ અને આબાદાની પથરાય તો ખરો સુધારો થયેલો ગણવામાં આવે છે. મનના વિચારો અંતઃકરણપર અસર લાવે છે, તેથી જીગરના સદગુણોને વિચાર સાથ સંબંધ હોય છે, અને કોઇપણ જાતનો સારો યા ખરાબ ગુણ મેળવવાની જીગરની ખાહેશને તેને લગતા ભલા યા બૂરા

વિચારોથી મદદ મલે છે. તેથી માણસ પોતાની વિચારશક્તિના જોરે બહારની કુદરતમાં પસંદ પડતો ઘણી જાતનો ફેરફાર લાવી શકે છે, જેની સાબેતી દૂર દેશમાં પડત પડેલી જમીનપર માણસોથી વસાએલાં સંસ્થાનો, સુખ સગવડ ભર્યાં રહેવાનાં મકાનો, તરેહવાર જાતની ઉત્તમ કારીગરીના હુન્નરમંદીના નમુનાઓ, વિદ્યા હુન્નરના બળે જમીન, પાણી અને હવાપર મેળવેલો કાબુ, એશઆરામનાં સાધનો, દેશ પરદેશ સાથનો સંબંધ, તેનો બહોળો વેપાર, એ સર્વે દેખડાવે છે. સાધારણ નજરે જગતમાં દોલત, દરજ્જાને સર્વેપર વધુ મોતેબરી મળી હોય એમ લાગે છે. પણ ફિલસુફી પ્રમાણે આદમીના સારાં લક્ષણો, તેની ચાલચલણ, જીંદગી ગુજારવાની સારી રાહરીતીઓને મ્હોટાઇ બક્ષવામાં આવી છે, અને જીંદગીનું ખરૂં કલ્યાણ, તેના સારા ગુણોના સ્વરૂપમાં, તેની ચાલચલગતમાં અને તેની લાયકાતોમાં સમાવ્યું છે. તેથી એમ જણાવવામાં આવ્યું છે કે ખરી દિલગીરી દોલત ગુમાવવામાં હોતી નથી, પણ જો એક આદમી પોતાની સારો ખાસ્યેત, ભલું જીગર અને નેક મન ગુમાવે છે તો તે વધુ ખેદ ઉપજાવે તેવું છે, કારણકે ગુમાવેલો થોડો ઘણો પૈસો, સારો સ્વભાવ, સારી ચાલચલણ, જીંદગીની ભલી નેમો સાથની રાહરીતીઓ અને જ્ઞાનના બળથી પાછો મેળવી શકાય છે. પણ નઠારી ટેવો સાથની બગડી ગયેલી ચાલચલણ જીંદગીનો નાશ લાવે છે. દરરોજનો ખોરાક-પાણી હોજરીની ભુખ મટાડે છે, તેવી રીતે મનની ભુખ સારી જાતનો અભ્યાસ કરવાથી અને સારૂં જ્ઞાન મેળવ્યાથી મટે છે. જીગરની ભુખ ઉંચી જાતનો પરમાર્થી પ્યાર ખીલવ્યાથી અને બીનસ્વાર્થી રૂડાં કામોમાં ભાગ આપવાથી તૃપ્ત થાય છે. બીનસ્વાર્થી શુદ્ધ પ્યાર મનુષ્યને ઉંચે દરજજે લઇ જઈ શકે છે, અને જે ખુદાના ભકતોમાં અને અંગત ભોગે કીધેલાં પરોપકારી કામો કરનારાં જાણીતાં નરનારીઓમાં જાહેર રીતે પ્રગટ થયેલો જોવામાં આવે છે. પોતાને બરોબરના અને સ્વભાવને મળતાં આવતાં માણસોનો સમાગમ જીગરમાં દોસ્તીરૂપે પ્યાર ઉત્પન્ન કરે છે, જે પ્યારમાં મદદ કરવાનો ગુણ હાય છે તો તેવા પ્યારથી બાઝેલી દોસ્તી વધુ વખત ટકી રહે છે અને ખરી ગણાય છે, પણ સ્વાર્થને ખાતર પેદા થયેલો પ્યાર મતલબ પુરી થતાં ઓછો થાય છે, અને વખતના વહેવા સાથ દોસ્તી તુટી જાય છે, જેથી જગતમાં એક એક તરફ કોઇ વેળા બેવફાદારી જોવામાં આવે છે. પોતાનેથી ઉતરતે દરજજેના આદમીઓ, નબળાંઓ અથવા અશકતો માટેની પ્યારની લાગણીઓ દયાનું રૂપ પકડે છે. જે દયારૂપી પ્યાર મનુષ્યમાં પરોપકાર વૃત્તિ વધારવામાં ઘણો મદદ કરે છે, જેથી આદમી ભલાં કામોમાં ફાળો આપી શકે છે.

## જીંદગીના ભાગો.

બચપણમાં ચાલચલણ, મનની અને અંતઃકરણની વલણો ઘડાય છે, જુવાનીમાં, બચપણમાં મેળવેલી સારી યા નઠારી અસર અને કેળવણીના પ્રતાપે દુનિયાંમાં અનુભવના સાગરમાં ખેંચાવું પડે છે, જેમાંથી સુખ દુઃખ અથવા ખુશાલી દિલગીરી મળે છે. ઘડપણમાં એ બધાંની સામટી અસર જીવ-પર થાય છે, શરીરના અવયવો નબળા પડતા જાય છે, મનના કામ કરવાની શક્તિઓ ઓછી થાય છે, જીગર દુન્યવી બાબદો તરફ મંદ થતું જાય છે અને સઘળું છોડી એક દહાડો આ દુનિયાંમાંથી જવું પડશે તે માટે ફિકર પેદા થાય છે. આ ચિંતા જીવને કુદરત તરફ ખેંચે છે, જગતના બનાવનારને માનની લાગણી સાથે ચહાતાં શીખવે છે અને ભલાઇ તરફનો રસ્તો દેખાડાવે છે; પણ બહુ અસુરેથી જીવમાં એ ફેરફાર આવેલો હોવાને લીધે તેમાં ફતેહ મળી શકતી નથી, કારણકે વૃદ્ધ વયે શરીર અને મનમાં જોઇએ તેટલું જોર ન રહેવાને લીધે જીંદગીનો સુધારો વધારો બરોબર રીતે થઇ શકતો નથી તેટલા માટે જુવાનીનો ઘટતો ઉપયોગ કર્યાથી બુઢાપામાં તેનું સારૂં ફળ મેળવી શકાય છે. જુવાન માણસનું તંદુરસ્ત શરીર અને ચાલાક મન સારાં કામો કરવા માટે ઘણું ખપમાં આવે છે, પણ તેના જીગરમાં જો દુર્ગુણના નુકશાનકારક છોડવાઓ ઉગી નીકળ્યા હોય છે તો જોરાવર તન અને ચબરાક મનથી આ જગતમાં વધુ ખરાબી કરી શકે છે અને જૂદી જૂદી જાતની કુટેવોના ફાંદામાં જીવ ફસી પડે છે. કુદરત અનેક પ્રકારની અજમાયશ અને કડવા અનુભવથી તેની ભૂલો સુધારવાને દોરવે છે અને તે માણસ વખતસર સમજીને આ ઝેરી છોડવાઓને કાઢી નાખવાને મહેનત લે છે તો તેની જુવાન જીંદગી મદદ કરે છે. કારણકે જે વેળા શરીર બળવાન હોય છે ત્યારે મન પણ પોતની શકિતઓનો ઉપયોગ કરી શકે છે અને આ ભેગાં બળથી જીંદગીને સુધારવાના ઉપાયો લઇ શકાય છે લાંબો વખત સુધી આ નઠારી જાતના નકામા છોડવાઓને જો જીગરમાં રહેવા દેવામાં આવે છે તો તેઓ જડ ઘાલે છે. અને જેમ શરીર જુનું થતુ જાય છે અને મન નબલુ પડે છે, તેમ આ ન ઇચ્છવા જોગ જીંદગીના તત્વોને દૂર કરવાનું મુશ્કેલ થઇ પડે છે, કારણકે ઘણા વર્ષો સુધી તેઓને દુર્ગુણરૂપી ખોરાક મળવાથી તેઓ અંતઃકરણમાં પોતાની જગ્યા લે છે, અને ધીમે ધીમે મજબુત પ્રકારે આગળ વધે છે.

ફિલસુફીમાં જીંદગીના ત્રણ ભાગ, બચપણુ, જુવાની અને ઘડપણ માટે તેને લગતાં કામોની વહેંચણી કરી આપીછે, જેની નેમ જીંદગીની મુસાફરી સહેલી અને સુખી કરવાની હોય એમ લાગે છે. બચપણુ અને જુવાની કેળવણી માટે છે, સંજોગો અને જીંદગીની તકોને આધારે જેટલું બની શકે તેટલું જ્ઞાન લેવા માટેનો એ વખત છે, વિધા હુન્નર હાંસલ કરવા માટેની એ તક છે અને જીંદગીના નીભાવ સારૂ મનની, શરીરની અને અંતઃકરણની શક્તિઓ ખીલવા પામે છે. મધ્યમ ઉમરે ઘરધણી થવું અને કુટુંબ કબીલો વધારી તેઓના નિર્વાહની બરોબર જોગવાઇ કરી આપી, બુઢાપામાં બધું ધ્યાન કુદરત તરફ આપવાનો આગ્રહ કર્યો છે. વૃદ્ધ વયે ઇશ્વર તરફ મન લગાડી સર્વે જણોના ફાયદા માટે જીંદગીને વાપરવાનું બધાથી બની શકતું નથી, કારણકે જીંદગીની ભલી યા બૂરી આદતો તે વેળા પોતાનું જોર દેખડાવે છે અને આદમીના જીવને તેને લાયકનું ફળ ચખાડે છે. જે માણસે જુવાનીને સારી રીતે વાપરી હોય છે અને ભલા ગુણો હાંસલ કર્યા હોય છે તેવું માણસ ઉમરે પુગવા છતાં ચપળ મનનું જણાય છે, અને સારાં બુદ્ધિ બળથી જીંદગીના પાછલા દહાડામાં ઇશ્વર ભક્તિ, ભલાં કામોમાં સહાયતા અને સારા અભ્યાસમાં વખત ગુજારે છે. તેથી વખણાયેલાં સ્રી પુરૂષોનાં વૃત્તાંતમાં તેઓને જીંદગીના પાછલા દહાડા સુધી સારાં કામોમાં રોકાયલાં જોઇએ છીયે, કારણકે તેઓએ જુવાનીમાં મહેનત લઇને પોતાનો ભલો સ્વભાવ અને પરોપકારી લાગણીઓ સાથનું જીગર બનાવ્યું હોય છે, જેથી જીંદગીની સારી ટેવોની રાહરીતીઓ ઘડપણમાં પણ કામ આવી શકે છે. કોઇ વેળા જગતમાં એવા પણ દાખલાઓ માલમ પડે છે કે જેમાં કોઇ જાણીતાં સ્રી યા પુરૂષ કુંવારી જીંદગી પસંદ કરે છે અને પોતાનું સર્વસ્વ જગતના ભલાં માટે અર્પણ કરે છે પણ એવી જાતના ખરા દાખલાઓ જવલેજ જોવામાં આવે છે. દરેક મનુષ્ય પોતાની શક્તિ અને વધારાના પ્રમાણ પ્રમાણે કુદરતને મદદ કરવાને હમશરીક થાય છે યા તેણીના કામમાં અડચણ લાવે છે, કારણકે દરેક માણસ કુદરત તરફથી તેને લાયકનું જૂદી જૂદી જાતનું બળ મેળવી શકે છે, પણ તેનો વપરાશ કેવો થાય છે તે પર પ્રગટીકરણનો મુખ્ય આધાર રહેલો હોય છે. એક દાખલો લઇ એ બાબતને સારી રીતે સમજવાની કોશેશ કરશું તો તે વ્યર્થ જશે નહિ. ધારો કે એક માણસ પાસે વીજળીક બળ ઉત્પન્ન કરનાર યંત્ર છે, તેમાંથી વિજળીક બળ બહાર આવી શકતું હોવાને લીધે તે માણસ તેનો ગમે તેવો ઉપયોગ કરી શકે છે,

તેની મરજી પડે તો તે આ બળના પ્રતાપે કોઇને મારી નાખી શકે છે યા તેને દુઃખ દરદો સારાં કરવામાં આદમીનાં ભલાં માટે વાપરે છે. બળ યંત્રમાં રહેલું હોય છે પણ તેના વપરાશનો આધાર માણસની મરજી પર છે, તેની રીતે કુદરતે આદમીને શરીરનું, મનનું અને જીગરનું બળ બક્ષ્યું છે, અને તેનો વપરાશ માણસની મરજી પ્રમાણેનો થાય છે. જો જુવાનીમાં માણસ આ સર્વે જાતના બળનો ઘટતો ઉપયોગ કરી, તેને જાળવીને તેમાં વધારો કરી શકતો નથી તો બુઢાપામાં આ બળ ઓછું થઇ જાય છે, અને જેમ એક યંત્ર નકામું થવાથી તેનો ઉપયોગ થઇ શકતો નથી, તેમ માણસનું શરીર બીન ઉપયોગી થઇ પડે છે. જુવાનીનો સારો ઉપયોગ અગત્યની બાબદો પર ધ્યાન આપવાથી અને સારાં કામોમાં મનને રોકાયેલું રાખ્યાથી થાય છે, કારણકે નિરર્થક જીંદગીનાં વર્ષો પસાર કરવામાં જોખમ સમાયલો હોય છે, અને નવરૂં માણસ સહેલાઇથી બદીઓની લાલચમાં ફસી જાય છે, તેથી તે બીજાને વધુ નુકસાન કરે છે. મહાપુરૂષો જીંદગી માટે જણાવે છે કે અનંત કાળમાં એક આદમીનો એક વેળાની જીંદગી એક દહાડા સમાન હોય છે, અને તે વખતે દરેક મધ્યમ પ્રકારના આગળ વધેલા જીવોમાં ઇશ્વરી યા મિનોઇ બળ, શરીર, મન અને અંતઃકરણ મારફતે પ્રગટ કરવાની આરજુ પેદા થાય છે. પણ જેમ એક આદમી પોતાના પિતા તરફથી મળેલો વારસો વખતના વહેવા સાથે ચાહે તો ભૂલી જઇ શકે છે, તેની રીતે માણસ પોતાનું મુળ અને તેમાંથી મળતો વારસો જીંદગીનો નિરૂપયોગી બગાડ કર્યાથી અને દુરાચરણથી વિસરી જાય છે. ફિલસુફી પ્રમાણે એક માણસની કીંમત અને પિછાણ તેની ખાસ્યત અને ચાલચલણ પર આધાર રાખે છે, અને જીંદગીનો જીત તેણે એકઠું કરેલું દ્રવ્ય યા માલમિલકતમાંજ હોતી નથી, પણ તેની સાથે મેળવેલા સારા ગુણો, મનુષ્ય તરફની ભલાઇ અને જગતની બજાવેલી સેવામાં હોય છે. જીંદગીની ફતેહનો આધાર માણસ કેવી રીતે જીવન ગુજારે છે તે પર હોય છે, તેથી ડાહ્યા પુરૂષો જણાવે છે કે માણસે પહેલાં જીંદગીને સારી રીતે વાપરતા શીખવું જોઇએ, અને જાતિસ્વભાવ પિછાણીને તેનો ડાહપણથી ઉપયોગ કરવામાં ફાયદો હોય છે. દરેક માણસ પોતાને માટે સીધો યા આડો માર્ગ શોધી શકે છે, કુદરતને ઓળખીને જીંદગીનો વધારો કરવામાં અને વૃદ્ધિમાં આગળ વધવાને લાયકનો થાય છે. એને માટે જીંદગીની ખામીઓ સુધારવાની અગત્ય પડે છે અને માણસના સ્વભાવની જાદી જાદી નબળાઇઓ પર ધ્યાન

આપવાની જરૂર જણાય છે. કુદરતે આદમીના હાથમાં તેના ભવિષ્યને ઘાટ આપવાનું સોપ્યું છે, તેથી હરએક વેળા દુઃખમાં યા સુખમાં તેને એકલું પોતાના પગ પર ઉભું રહેતાં શીખવું પડે છે જેમ એક ગાડાંમાં જોડેલા બળદની પુઠે પૈડાંઓ ચાલી આવે છે, તેમ એક સારો ગુણ બીજા સારા ગુણોને ખેંચી લાવે છે, તેવી રીતે એક દુર્ગુણ ઘણી જાતની નઠારી ટેવોને વધારે છે. આદમીમાં છૂપાએલી સારી શકિતઓને બહાર લાવવાની કોશેશ કર્યાથી જીંદગીમાં ભલાઇનો વધારો થાય છે. અને ઉત્તમ પ્રકારની જીંદગી ગુજારવાની તક મળી શકે છે. ઉંચી નમુનેદાર જીંદગી માટેનો ભાવ વધારો કરવામાં મદદ કરે છે, અને જીંદગીને પિછાણીને સમજવાથી માણુસની મરજીને માટે તે એક બળ થઇ પડે છે, અને ચાહે તેવો તે ફેરફાર લાવી શકે છે પ્રભાતમાં પોહો ફાટવા અગાઉ આકાશમાં તરેહવાર જાતના રંગોના પટાઓ ખેંચાઇ આવે છે, જે સુર્ય ઉગવાના ચિન્હ રૂપે હોય છે. તેવી રીતે જીંદગીના દૂરના ભવિષ્ય માટે સારી વલણો, મનની અને અંતઃકરણની ભલી શકિતઓ અને સારી બાબદોનો અભ્યાસ જીંદગીના સૂર્યને બહાર લાવવાને મદદ કરે છે, અને જેમ સૂર્યના કિરણોની રોશની ચોખ્ખી જગ્યા પર પડવાથી ત્યાંની હવા સાફ થાય છે, તેવી રીતે જીંદગીની શુદ્ધતા પ્રકાશ લાવે છે અને બગાડ થતો અટકાવે છે. કુદરતે મનુષ્યના ફાયદા માટે આ જગતમાં પોતાની શકિત અને બળનો ઉપયોગ કર્યો છે, તેથી તેનો ફાયદો માણુસ મેળવી શકે છે, અને તેનો પાછો બદલો વાળી આપવાને તે જવાબદાર ઠરે છે. કુદરત તેની પાસે ભલી જીંદગી અને ઉંચા પ્રકારના ભવિષ્યની માગણી કરે છે, જેથી તે કુદરતને મદદકર્તા થઇ શકે, અને તેણીના કારોબારમાં ભાગ લેવાને લાયક થાય તે માટે આશા રાખે છે. જેમ એક નાના બચ્ચાંને પાળીને મોટું કર્યાથી તે એક માણુસ તરીકે થાય છે, તેવી રીતે કુદરત દરેક જીવોને ઉછેરે છે અને તેના સુખને માટે કાળજી રાખે છે. એથી દરેક આદમી કુદરતને પાછો બદલો વાળી આપવાને જવાબદાર હોય છે, અને કોઇપણ જાતના બ્હાના હેઠળ તે આ જવાબદારીમાંથી છુટો થઇ શકતો નથી, પણ મોડે યા વહેલે તેને આ કરજ ચુકવી આપવું પડે છે. જો તે ભલાઇ તરફનો રસ્તો વહેલો અખત્યાર કરે છે તો તેને માટે વધુ સારૂં થાય છે, કારણકે તેથી કુદરત તેને ઉપયોગમાં લઇ શકે છે અને તેના ભવિષ્યનો માર્ગ ખુલ્લો થાય છે. એક કેદી ભારે વજનના લોઢાંની બેડીઓ સાથે જો કેદખાનામાંથી નાશી જાય છે, તો ઘણે દૂર જઇ શકતો નથી અને

પાછો પકડાય છે, તેવી રીતે બૂરી જીંદગી બેડીઓ માફક જીવ પર ભાર લાવે છે, અને તેના પંજામાંથી છટકવાને આદમીને પોતાની ઇચ્છાશકિતનો ઉપયોગ કરવો પડે છે, જેની મદદે આ બંધન રૂપી બેડીઓ જીવ પરથી દૂર કરવાને બની શકે છે. દરેક આદમી પોતાના મનના બંધારણ અને સ્વભાવ પ્રમાણે જો વૃદ્ધિ કરવાનો માર્ગ પસંદ કરે છે, તો સહેલાઇથી તે આ દુનિયાંમાં મુસાફરી કરી શકે છે, કારણકે માણસની કરણી પ્રમાણેના આચારવિચારો થયેલા હોય છે, તેથી જીવમાં જૂદી જૂદી ખાસ્વત બંધાય છે, અને તેને મળતો આવતો અનુભવ મળે છે. જ્ઞાન અને અનુભવથી આદમી જાણી શકે છે કે જીંદગીમાં ઘટતો ફેરફાર લાવવાને માટે કુદરત સાથે સમાધાનીમાં રહેવાથી અક્કલનો વધારો થઇ શકે છે, અને તે સાથે ઇચ્છાશકિતને જોડવાથી જીંદગીના માર્ગની અડચણો દૂર કરવાને બની શકે છે. ફિલસુફીમાં જણાવ્યું છે કે મનુષ્ય કુદરતનો આબેહુબ નમુનો છે, તે કુદરતથી જૂદું નથી માટે કુદરતને પિછાણવાને યોગ્ય થાય છે, અને પોતાની જીંદગીને જો તે ચાહે તો તેણીની સાથે એક કરી શકે છે. જગતને માણસ સાથે સંબંધ હોય છે, અને માણસને તેવી રીતે પાછું જગત સાથે જોડાણ સંધાયલું છે, જે જોડાણ તેનાં ભલાં કામોથી વધે છે. દરેક જીવને સારાં કામો કરવાની કુદરત તક આપે છે, પણ તે લેવાનું આદમીની મરજી પર હોવાને લીધે કુદરત સાથનો સંબંધ વહેલો યા મોડો થાય છે, અને જીંદગીની સારી યા માઠી વલણો પ્રમાણે જગત સાથે તેને લગતો સંબંધ જોડાય છે. જીંદગીના ઇનામો મેળવવા માટે મહેનત અને રંજ ઉઠાવવી પડે છે. તેવી રીતે કુદરત સાથે એક થવાને માત્ર ભલી ખાહેશો અને વિચારો ઉપયોગમાં આવી શકતા નથી, પણ તે સાથે સારાં કામો દૂનિયાંમાં થવાં જોઇએ જે આદમીમાં ચઢાવા લાયકની સારી વલણો લાવે છે, અને મનુષ્ય તરીકેનાં તેનાં ભલાં કામો કુદરતને મદદ કરી શકે છે. કુદરતની યોજનામાં માણસના જીંદગી કામ આવી શકે તે માટે માણસે જીંદગીને તેણીને લાયકની ઘડવી પડે છે, કારણકે આખી યોજના પાર પાડવા માટે સર્વે નાના ભાગોને સંપૂર્ણ રીતે તૈયાર કરવા પડે છે, અને માણસ જાત કુદરતનો એક ભાગ હોવાથી પોતાનો ફાળો તે યોજનામાં આપી શકે છે.

લશ્કરના ઉપરીઓ જૂદે જૂદે વખતે પોતાની શકિત અને જ્ઞાનના જોરે જૂદા જૂદા વર્ગોની ફોજો માટે હુકમો મોકલે છે, અને તે ફરમાશ મુજબ ચાલવાનું કામ લડવૈયાંઓનું હોય છે, તેવી રીતે કુદરતના કાયદાને માન્ય

રાખીને માણુસે લડવૈયાઓ માફક કુદરતનાં બહોળાં કામમાં મદદ આપવાની છે. એક આખા ખેલમાં જૂદી જૂદી જાતના દેખાવો વારંવાર લાવવા પડે છે, તેવી રીતે આ દૂનિયાંની રંગભૂમી પર તરેહવાર પ્રકારના સંજોગોમાં મનુષ્યને જોવામાં આવે છે, જેઓ કુદરતની યોજનામાં અમુક પ્રકારનો ભાગ પોતાના વિચારો, ઇચ્છાઓ અને કામો મારફતે આપે છે. જીંદગીની હારજીતની લડતમાં ઉત્તેજન લેવા માટે આગળ વધેલાં ચઢયાતાં નર-નારીઓની જીંદગી નમુના રૂપે કામ લાગે છે, અને અજ્ઞાનતાની નિદ્રામાંથી આદમીને જાગ્રત કરવાને તેઓ પર પડેલા હાંદેસાઓ ધડો શીખાડે છે. જેમ સૂર્યની રોશની આ દૂનિયાંમાં જીવનશકિતનો ફેલાવો કરે છે, તેમ કુદરતના સરદારો તરફથી મળતા હુકમો અને મહાપુરૂષોના બોધો જીંદગીના અંધકારને દૂર કરી તેમાં ખુશાલી અને સંતોષના તેજનો પ્રકાશ લાવે છે. જીંદગીની ખરી નેમો પિછાણવાને માટે અનુભવ અને જ્ઞાન લેવું પડે છે, અને તેની ફતેહનો આધાર જીંદગીની વલણો પર હોય છે. સર્વે જીવોની વૃદ્ધિ થાય એવી મરજી કુદરતના પિતાની હોવાને લીધે જીંદગીમાં ઇનસાફનો કાયદો માલમ પડે છે, અને તે કાયદાને પાર પાડવા માટે કરણીના કાયદાના પંજામાંથી કુદરત કોઇને પણ છટકવા દેતી નથી, જેથી કુલ પેદાયશ માટે વૃદ્ધિ, વાજબી ઇનસાફ અને કરણીનું પરિણામ જગતના વહેવારમાં જણાય છે.

## જીંદગીનું ઝળકતું ભવિષ્ય.

કુદરતનું જ્ઞાન માણુસના દીલમાંની બ્હીક દૂર કરે છે, અને તેના ભવિષ્ય માટેની ચિંતા ઓછી કરીને જીંદગીની ઝળકતી બાજુ રજુ કરે છે. આદમીનું ભવિષ્ય ઉંચા પ્રકારનું બનાવવા માટે કુદરતે તેને મનની અને અંતઃકરણની શકિતઓની જૂદી જૂદી ચાવીઓ બક્ષી છે, જે મારફતે તે જીંદગીના ભેદો ઉકેલી શકે છે અને તેનો માર્ગ મુશ્કેલ યા સહેલો બનાવે છે. જીંદગીનું પોષણ અને રક્ષણ આ જગતનો બનાવનાર કરી શકે છે, અને જીંદગીના છેવટના આધાર માટે તે કિર્તારને વફાદારીથી વળગી રહેવામાં ફાયદો હોય છે. જેમ તે કિર્તારમાં પેદા કરવાની શકિત છે તેમ મનુષ્યમાં પણ મનની અને અંતઃકરણની ચઢતી શકિતઓને પેદા કરવાની યા બહાર પ્રગટ કરવાની શકિત રહેલી હોય છે. એક ઝાડના ફુલની કળી ખીલીને છેલ્લે એક મોટું ફુલ થાય છે, તેવી રીતે માણુસ ધીમે ધીમે

વૃદ્ધિમાં પોતાની મહેનતે આગલ વધે છે, અને જ્યારે તે પુલની માફક ખીલી નીકળે છે, અને તેનાં સારાં કામોની પ્રખ્યાતી ચોમેર ફેલાય છે, ત્યારે તેની વૃદ્ધિ કેટલી ઝડપથી થઇ તે માટે તે અચંબો પામે છે. તેનું અંતઃકરણ સારી લાગણીઓથી પ્રફુલ્લીત થએલું હોવાને લીધે તે બાઇબંધ મનુષ્યના સમાગમમાં આવી તેઓને ઉપયોગી થવામાં જીંદગીનું ભલું થયેલું માને છે. એક તદુરસ્ત આદમીના શરીરના અણુઓ જીવનશક્તિથી ભરપુર હોય છે, તેવી રીતે ભલું જીગર ધરાવતાં આદમીમાં જ્ઞાન અને ડહાપણ આવવાથી તેનું મન વધારે સારી રીતે આ દુનિયાંમાં પ્રકાશ આપે છે. જીંદગીની ફતેહનો આધાર મનુષ્ય પર રહેલો હોવાને લીધે તેનું મન, અંતઃકરણ અને જીંદગીની રૂઢીઓ તેને કામ આવી શકે છે. જીંદગીનું ચઢતા પ્રકારનું ભવિષ્ય બનાવવા માટે જીંદગીની હલકી રૂઢીઓને તજવી પડે છે, મનને ચપળ અને સારા વિચારોમાં એકાગ્ર રહે તેવું કેળવણીથી બનાવવું પડે છે. અને જીગરની કળી બુરાઇથી કચડાઇ જાય તે અગાઉ તેને ભલાઇના અમૃત જલથી ઉછેરી, સારી બાબદોમાં ખુશાલી અને સંતોષ લેતું કરવું પડે છે. જગતમાં મહાપુરૂષો એક સરખી પંકતીના હોતા નથી, તેથી તેઓના શિક્ષણમાં ફેર માલમ પડે છે, પણ એક બાબદમાં તેઓ સર્વે મળતાપણું દેખડાવે છે, તે એ છે કે તેઓ સર્વે આદમીને ભલાઇ તરફનો અને કુદરત સાથે એક થઈ તે કિર્તારને પિછાણવાનો રસ્તો બતલાવે છે. આ સર્વે મહાન નરો કુદરતમાં ગાયનના જૂદા જૂદા સૂરો માફક હોય છે, અને જેમ એક ગાયન કર્તા સર્વે સૂરોનો ઉપયોગ કરી શકે છે, તેમ કુદરતનો પિતા સઘળાંને જગતનાં ખપમાં લે છે અને સર્વે જૂદા જૂદા સૂરોને એકઠા મેળવી એક મહાન ગાયન રચે છે, જે આ સંસારનો ખેલ છે. મધમાખીનું કામ પુલમાંથી મધ ચુસી લેવાનું હોય છે, તેવી રીતે મનુષ્ય સંસારના સાગરમાં તરેહવાર જાતના પુલો જે તેની નજરે પડે છે યા તેના માર્ગમાં મળે છે, તે સુખ, દુઃખ, ખુશાલી અને દિલગીરી છે, તેમાંથી મધમાખી માફક અનુભવ અને જ્ઞાનરૂપી મધ સૌ પોતાને લાયકનું ચુમી લે છે, અને એ રીતે મેળવલું મધ, ડહાપણ તથા કુલ પેદાયશ માટેના ઉંચા જાતના પ્યારના અરકમાં જીવને મળે છે. ઇચ્છાશકિત અને મહેનતના પરિણામે જીંદગીનું ઝળકતું ભવિષ્ય નજદીક લાવી શકાય છે, અને જેમ ઝાડ પર

ઉગતું ફુલ બહાર ખીલવાને અને સૂર્યની રોશની લેવાને તલપે છે, તેમ માણુસનો જીવ જીંદગીના સુધારો વધારો કરવાને ખંતથી ઉલટ લે છે. જીંદગીની તેમી આપેલી ફરજો અદા કર્યાંથી તે શોભાયમાન ચિરાગ માફક દીપે છે. અને જેમ એક દીવામાં તેલ પુર્યાંથી અને તેની આજુબાજુના કાચને સાફ કર્યાથી તેનો ઉજાશ વધે છે, તેમ વફાદારીથી ફરજો બજાવવામાં સ્વભોગ આપવો પડે છે તે જીંદગીમાં રોશની લાવે છે, અને તેને શુદ્ધ કરે છે. મનની, અંતઃકરણની અને દુનિયાંમાં કામ કરવાની કેળવણી જીવને લેવી પડે છે, જેથી વૃદ્ધિમાં જીવ આગળ વધી શકે છે અને શુદ્ધ થયેલી જીંદગી શાન્તિ લાવે છે, જે ખરી ખુશાલીનું મુળ છે. દરેક જીવ માટે ચઢતા પ્રકારનું ઝળકતું ભવિષ્ય નિર્માણ થયેલું હોય છે, અને સર્વે જીવોનો સુધારો વધારો નિયમીતપણે ચાલુ રહે છે. આગળ વધેલાં મહાન નરનારીઓ કુદરતને મદદકર્તા થાય છે, કારણકે તેઓ પોતાને માટે એકલું જીવન ગુજારતાં નથી, પણ મનુષ્ય જાતના કલ્યાણ માટે જીવે છે. તેથી તેઓ કુદરતનો એક મુખ્ય ભાગ થઇ પડે છે, અને જેમ હૃદય પોતાના એકલાને માટે કામ કરતું નથી, પણ આખા શરીરને પોષણ આપે છે, તેવી રીતે આ મહાન આદમીઓ કુલ જગતને જ્ઞાન અને અનુભવની રોશનીનું પોષણ બક્ષે છે, જેથી માણુસ જાત પોતાની જીંદગીમાં તેની મદદ લેઇ શકે છે. જીંદગીની ફિલસુફી જાણ્યાથી મનુષ્ય તરીકે કુદરતની યોજનામાં કેવો અને શું ભાગ લેવો તેની સમજ પડે છે, અને જીંદગીની શંકાઓનું સમાધાન થઇ શકે છે. જીંદગીના ભવિષ્યની મ્હોટાઇ અને કીર્તિનો છેડો આવતો નથી, કારણકે જીંદગીનું મુળ અમર હોવાને લીધે તેમાંથી બહાર પડતા જીવોની જીંદગી પણ અમરપણું ધરાવી શકે છે, તેથી બહારના શરીરોનો નાશ થતાં જીંદગી બીજાં શરીરો લેવાને શકિતવાન થાય છે. જીંદગીના ભવિષ્યનો વાંહવટ કુદરતના આડતિયાઓ કરણી અને વારંવાર જનમ મરણના કાયદાને આધારે ચલાવે છે, અને કિસમતની બોલબાલામાં જીંદગીનાં કાર્યોનું ફળ સુખ દુઃખરૂપી અસરોમાં મનુષ્યને પહોંચાડે છે, જેથી વૃદ્ધિના કાયદાનુ ઉલંઘન થઇ શકતું નથી. કુદરતના ધણીમાં સંપૂર્ણ ડહાપણ અને પ્યાર હોવાને લીધે તેની મરજી આ દુનિયાંમાં એક પાણીના જોરાવર ઝરા માફક ચાલુ વહે છે જેની સામે મનુષ્ય થઈ શકતું નથી, કારણકે માણુસની ઇચ્છાશકિત આ કુદરતના બાપની બળવાન ઇચ્છાશકિતનું માત્ર નાનું અને નબલું પ્રતિરૂપ છે, જેથી કુદરતની સાથે સમાધાની રાખવાથી માણસના ભવિષ્યને ફાયદો થાય છે.

## મનુષ્ય દેહનું મરણ.

મનુષ્ય દેહના મરણ માટે ફિલસુફીમાં એમ જણાવ્યું છે કે જેમ દિવસ પછી રાત પડે છે, તેમ જેનું આ દૂનિયાંમાં જન્મવું થાય છે તેનું મરણ પણ આવવું જોઇએ, કારણ કે જેમ આદમી દિવસે કામ કરે છે અને રાત્રે આરામ લે છે, તેવી રીતે મરણ એ જીંદગીનો વિસામો છે. એ વેળા માણુસના જીવમાં જીંદગી દરમ્યાન જે અનુભવ અને જ્ઞાન મેળવ્યું હોય છે, તે સર્વે મનની અને અંતઃકરણની શકિતઓ તરીકે બંધાય છે, જેથી આદમીના ભવિષ્યને ટેકો મળે છે, અને તેને દર વેળા ચઢતા પ્રકારનું બનાવવાને કોશેશ કરી શકાય છે. જો શરીરનું મરણ ન હતે તો જીવનું છુટાપણું રહી શકતે નહિ. અને તેને લાયક યા નાલાયક શરીરમાં કેદ રહેવું પડતે, પણ વારંવાર શરીરનું મરણ થવાથી જીવના વધારા માટે ઉંચી જાતનાં શરીરો તે લેઇ શકે છે, જે તેનું ભવિષ્ય બુલંદ કરવા માટે ખપ લાગે છે. એ માટે ધર્મોમાં મનુષ્ય દેહના મરણનો વિલાપ ન કરવાને સમજાવવામાં આવ્યું છે, અને જીવની બહેતરી માટેના વિચારો કરવાને આગ્રહ કર્યો છે.

એ ઉપરથી સમજી શકાશે કે કુદરત સર્વેના લાભ માટે કાર્ય કરે છે, તેથી ભાઇબંધીનો કાયદો જગતમાં હસ્તી ધરાવે છે અને તે સર્વેને લાગુ પડે છે. સર્વેની જીંદગીનું મૂળ અને છેવટ એક હોવાને લીધે એક જીવની વૃદ્ધિમાં તેમજ લાભ યા નુકસાનમાં બીજાની સામેલગીરી થઇ શકે છે. જરથોસ્તી ધર્મમાં એક ઉપદેશ આપવામાં આવ્યો છે જેમાં જણાવ્યું છે કે સુખ તેને છે કે જેનેથી સુખ બીજાંને છે. તે બોધ ભ્રાતૃભાવના કાયદા પર રચાયલો માલમ પડે છે, અને જગતમાં વ્યાપી રહેલી ભાઇબંધીપર આધાર રાખે છે, જેથી કોઇને હાનિ પુગાડી સુખ મેળવી શકાતું નથી.

જીંદગીની ફિલસુફી સમજવાથી માણુસ અને કુદરતના રક્ષકનો સંબંધ શું છે તે પિછાણી શકાય છે, જેથી સાદી સમજમાં વધારો કરવાને બને છે, અને વલી જીંદગીના નિયમ પ્રમાણે જીંદગીની વ્યવસ્થા કરી શકાય છે. સંપૂર્ણતાની ટોંચે પુગવાને કુદરત તરફથી જો દરેકને માટે મુકરર થયું હોય તો શા માટે નસીબ દેવીના નખરામાં મનુષ્ય સપડાય છે, તેનું કારણ ખુલ્લી રીતે એ ફિલસુફી દેખડાવે છે. જીંદગીની હલકી નેમોને

ઉંચીમાં ફેરવ્યાથી શું ફાયદો હાંસલ થાય છે તે જીંદગીનું ઝળકતું ભવિષ્ય આદમીની મનની આંખ આગળ રજુ કરે છે. શરીર, મન અને લાગણીઓને સારી રીતે ખીલવ્યાથી જીંદગીની વલણોમાં કેવો અને કેમ સુધારો થાય છે, તે જીંદગીના સંબંધો, તેની મુશકેલીઓ, તેનો ઉપયોગ અને લાયકાતો, તેની હારજીતની લડાઇ, તેની વફાદારી અને ખુશાલી, તેની મુસાફરી દરમ્યાનનું ખેંચાણ અને કિર્તારની રાહબરી મનુષ્ય જીંદગીના ધડાઓ શીખાડે છે. શરીર ધારણ કરવાની મુખ્ય નેમ શું હોય છે, અને રવાનનું તેની સાથે જોડાણ થવાથી જીંદગીને શું ફાયદો થાય છે તે રવાનની કેળવણી, તેની સાથે જોડાણનો કાયદો, મન કેમ કાર્ય કરે છે અને રવાનના પાસબાની એ સર્વે મનુષ્ય જીંદગીની અંદરની બાજુનો ચિતાર આપે છે. માણસની જીંદગીપર ભલા, બૂરા વિચારો અને લાગણીઓ અસર કરે છે, અને પરિણામમાં તેને લગતા ગુણો જીવને વળગે છે. જેથી વૃદ્ધિમાં વધારો યા નડતર થાય છે તે વિચારો અને ગુણોનાં બીજ, મનુષ્યની ઇચ્છાશક્તિ, વૃદ્ધિનો કાયદો, મનુષ્ય જીંદગી અને તેના પગથિયાં, સુધારાનો ફાયદો અને જીંદગીના ભાગો દેખાડાવે છે.

એ રીતે તપાસતાં મનુષ્ય દેહનું મરણ કુદરતની યોજનામાં કેટલું અગત્યનું છે તે સમજી શકાય છે, અને રવાન યા જીવના આગળ વધવા માટે શરીર મળે છે એ વિચાર મરતી વેળા હિંમત અને સંતોષ આપે છે, જેથી વારંવાર જન્મ મરણના ચકરાવામાં જીવ જીંદગીના પાઠો શીખી શકે છે, અને નિર્ભયપણે સંપૂર્ણતાની ટોંચે પુગવા માટે મરણને આધીન થાય છે. જીંદગીની વૃદ્ધિ સર્પાકાર રીતે થાય છે, તેની મતલબ એ છે કે દર વેળા વૃદ્ધિમાં ઝડપી વધારો થતો નથી, પણ એક એ જીંદગીમાં જો જીવ પછાત પડે છે તો પાછો સીધે રસ્તે જવા માટે કોઇ એકાદ જીંદગીમાં તે ખેંચાય છે, જેથી ફિલસુફીમાં એમ જણાવ્યું છે કે જીવની વૃદ્ધિ વાંકીચુંકી ઢપે ચાલુ થયા કરે છે. એ માટે એક જાણીતો લખનાર નીચે મુજબ જણાવે છે: Who toiled a slave may come anew a prince, for gentle worthiness and merit won; who ruled a king may wander earth in rags for things done and undone. એક જીંદગીમાં ચોક્કસ જાતના ગુણો ખીલ્યા પછી અને તેને લગતા ધડાઓ જીવે મેળવ્યા પછી તેને આગળ

વધવા માટે આ જૂનું શરીર નકામું થઈ પડે છે. રવાન જ્યારે ચઢતા પ્રકારની મનની અને અંતઃકરણની શકિતઓ જાહેર કરે છે ત્યારે તેને લાયકનું શરીર તેની પાસે હોવું જોઇએ, કારણ કે શરીર વગર તે આ દુનિયાંમાં કામ કરી શકતું નથી તેથી જ્યારે તેના વપરાશ માટે શરીર વગરજરૂરનું થઇ પડે છે, ત્યારે જેમ એક આદમી બહારથી ઘરમાં આવી પોતાનો પહેરેલો ડગલો કાઢી નાખે છે, તેમ રવાન યા જીવ આ શરીરરૂપી પહેરણને નાખી દે છે જેથી તેમાં વસતો જીવ છૂટો થઇ, કરણી પ્રમાણેનાં ફળ ઉપલી દુનિયાંમાં ભોગવે છે, અને ફરી એકવાર તેના નેમેલા વખતે તે આ દુનિયાંની પાછી મુસાફરી કરવી શરૂ કરે છે.

આ જગતના ઇતિહાસપરથી જણાય છે કે જેમ મનુષ્ય દેહ મરણ પામે છે, તેમ મોટી મોટી પ્રજાઓનો પણ કુદરત ધીમે ધીમે નાશ લાવે છે. આ દુનિયાંની ધરતીપર જૂના જમાનામાં નામાંકિત પ્રજાઓનો જન્મ થયો અને વખતના વહેવા સાથે જૂદી જૂદી જાતની વિખ્યાતી મેળવી તેઓ ઇતિહાસમાં મશહુર થઇ ગઇ છે, પણ જેમ મનુષ્ય દેહ માટે બચપણ, જુવાની અને બુઢાપો હોય છે, તેમ આ પ્રજાઓ રફતે રફતે બચપણ અને જુવાનીમાં આ જગતના તકતાપર આગળ વધે છે, ચોક્કસ પ્રકારની ખાસ્યેતો ખીલવે છે, જોઇતો એલમ હુન્નર હાંસલ કરી જીંદગીના પાછલા દહાડામાં યા બુઢાપામાં મરણ કાંઠે આવી જાય છે અને મોતને શરણે થાય છે. એવી રીતે જીવ અવારનવાર જૂદી જૂદી પ્રજાઓમાં મુસાફરી કરે છે, તેઓના ગુણદોષને લગતી ચોક્કસ ખાસ્યેતો ખીલવે છે, જીંદગીના આચાર વિચારમાં ફેરફાર કરી શકે છે, અને જીંદગીને લગતા અગણીત પાઠો શીખવામાં એ રીતે તેને કુદરત તરફથી મદદ મળે છે.

જીંદગીમાં તરેહવાર જાતના ફરકો માલમ પડે છે, તેનું કારણ ફિલસુફી પ્રમાણે આ છે કે બાળ વયના તરૂણ રવાનો અને વૃદ્ધ વયના બુજર્ગ રવાનોની શકિત અને ગુણમાં મોટો ફેર હોય છે. નાની વયના રવાનો યા જીવો તરફથી સર્વે સારા ગુણો અને ઉંચી જાતની મનની શકિતઓની આશા રાખવી મિથ્યા હોય છે, તેઓ નિશાળે જતાં બાળકો માફક જીંદગીના પાઠો હજુર શીખે છે, અને તેની હારજીતની લડાઇમાંથી જોઇતો અનુભવ લેઇ આસ્તે આસ્તે આગળ વધે છે. પુખ્ત ઉમરના

બુજર્ગ રવાનોએ પોતાનો અભ્યાસ ક્રમ, જે આ દુનિયાંનો અનુભવ, જ્ઞાન અને કામ કરવાની શકિતરૂપે છે, તે ઘણો આગળ વધારેલો હોય છે અને તેનો વધારો વારંવાર આ દૂનિયાંની મુલાકાત લીધાથી થાય છે, તેથી તેઓ સંસાર વહેવારમાં પોતાની બુજર્ગ વયની શકિતઓ જીંદગીની વલણોમાં અને ઉંચી જાતની રૂઢીઓમાં જણાવી શકે છે. જેમ નાના બચ્ચાંના શરીરને સંભાળથી ઉછેરવું પડે છે, તેમ નાની વયના જીવ માટે દેખરેખ રાખવી પડે છે, અને કેળવણીથી સારી બાબદોમાં આગળ વધારો કરવાને ઉમ્મરે પુગેલા જીવોનો સમાગમ તેની જીંદગીમાં ફાયદો કરે છે. એ ઉપરથી માલમ પડે છે કે મોત મનુષ્યના જીવને આગળ વધારવામાં કેટલું મદદ કરે છે, અને તેની જીંદગીમાં કેવો ભાગ બજાવે છે તે સહેલથી સમજ પડે છે.

## જીંદગીનો ઉદ્ધાર.

જીંદગીનો ઉદ્ધાર લાવવામાં ભલો કાયદો કામ કરે છે, તે માટે 'લોર્ડ બુદ્ધા' નીચે પ્રમાણે જણાવે છે:

The Law as it has been in the ages that are past,
The Law that will be in the ages that are to come,
The Law as it is in this present age,
I worship continually.

I have no other refuge,
The Law is my best refuge,
By the truth of these words,
May I conquer and win the victory.

જે માણસો કુદરતના ભલા કાયદાને માન્ય રાખી તે પ્રમાણે જીંદગીને ઘડે છે, તેઓને માટે કુદરતના રક્ષકે આ નીચલો બદલો આપવાને કબુલ્યું છે, અને જેની બેહદ શકિતઓનો પુરાવો જરથોસ્તી ધર્મના શિક્ષણોમાં મળે છે.

જગતનો માલેક, પોષણકર્તા અને બનાવનાર તે એકજ ધણી છે, જે સઘળું જોય છે, જાણે છે, સાંભળે છે, જીંદગી અને તંદુરસ્તીનો બક્ષનાર તે છે, અને જે જ્ઞાનનો ધણી છે તેનું નામ અહુરમઝદ છે જેનો અર્થ

જ્ઞાનનો ધણી યા સઘળું જાણનાર સાહેબ થાય છે. તે કીર્તિવાન, પવિત્ર, ભવિષ્ય જાણનાર, આબદાની લાવનાર, દયાળુ અને સર્વેનું ભલું કરનાર છે, જે કોઇથી ઠગાતો નથી અને પોતાની મરજીથી આ જગતમાં સત્તા ચલાવી શકે છે. જેની શકિત અને ડહાપણનો પાર હોતો નથી, જેણે દરેક ચીજ બનાવી છે, અને જે સર્વે ઠેકાણે હાજર છે. ખરાબીનો તોડનાર અને સુખનો બક્ષનાર તે છે, જે રોશની અને હુશિઆરીનું મૂળ છે, સચ્ચાઇ અને શુદ્ધતાનો પિતા છે, ભલું મન, અમર્ગી, અને ભરપુરપણું જેમાં સમાયલું છે, તે ઉપલી અને નીચલી સર્વે દૂનિયાંઓનો માલેક છે. તેની સર્વે ભલી બક્ષેસો લેવાને સત્યવાદી, નીતિમાન મનુષ્યો લાયક થાય છે, જેઓને તે ઉત્તમ બદલો આપે છે અને દુષ્ટ માણસોને શિક્ષા પહોંચાડે છે.

જીંદગીની ઉન્નતિમાં આ ભલો કાયદો મદદ કરે છે અને તેનો ઉદ્ધાર મનુષ્યની મરજીપર આધાર રાખે છે, તેથી જે જાતની વાવણી આ દૂનિયાંના ખેતરમાં થાય છે, તેને લગતી કાપણી પાછી ભેગી કરી શકાય છે, જે જીંદગીનો ઉદ્ધાર લાવવામાં મદદ યા નડતર લાવે છે. મનુષ્યનું ભવિષ્ય તેના હાથમાં આપેલું હોવાથી વૃદ્ધિના તબક્કાઓ ઝડપથી યા ધીમેથી પસાર કરી, માનવ જીવ પોતાનું તારણ કરી બીજાંને સહાય થઇ શકે તેવી હાલતે પહોંચે છે.

## જરથોશ્તી ધર્મમાં નીતિ અને ફિલસુફીનું તત્વ.

પુર્વ તરફનું ડહાપણ મેળવવાને જરથોસ્તી ધર્મના ઉદ્ગારો આ રીતે અંગ્રેજીમાં રચેલા છેઃ—

God describes to Zarathustra all His attributes in the following words:—

I am the Creator and the Maintainer, I am the Transmutor, I am the Discerner, I am the Most Beneficent Spirit, My name is the Bestower of Health, Ahura (The Lord), Mazda (The All-knowing), The Holy, The Glorious, The Far-seeing, The Protector, The Well-wisher, The King who rules by His will, One who does not deceive, The undeceived, The destroyer of malice, He who has shaped everything, He who conquers everything, The Most Beneficent, The Best of sovereigns, The wise one, The Source of Light, The Wisdom

The Possessor of all good things, Spiritual and worldly, such as Good Mind, Immortality, Health, Truth, Devotion, Holiness, Purity and abundance of every earthly and spiritual good. All these gifts I grant to the righteous man, who is upright in thoughts, words and deeds. As the Ruler of the whole universe, I not only reward the good, but punish the wicked at the same time.

Man is created free to act after his own heart and understanding. It is quite evident that the sole aim of Zoroaster's teachings is to raise God's best and fairest work-man-to that level of human perfection by good thoughts, good words, and good deeds; protection from evil can be obtained by invoking the good spirit, viz, Spenta-Mainush, and the soul of man can be clothed in a fit and proper state of piety to render homage to his Creator.

One can not help noting in the Zoroastrian Scriptures the war between Good and Evil, between the pious and the wicked, between Light and Darkness, one preserving and the other destroying God's glorified works. The Good Spirit Spenta-Mainush, comprises Purity, Honesty, Industry, Divine Contemplation of good thoughts, good words and good deeds.

Purity is the best thing for men after birth, says the avesta, the Prayer Book of the Zoroastrians, it is the Mazdayasnian Law, the Purity of thoughts, words and works is praised in the scriptures.

The moral philosophy of Zoroaster deals with two attributes, The Good Mind and the Evil Mind, which are inherent in man. These are termed "Vohumana" or the Good Mind and "Akomana" or the Evil Mind.

Thoughts, words and deeds are liable to the influence of either the Good Mind or the Evil-Mind. The way to heaven is shown by the three precious words. "Humata" (Good Thoughts,) "Hukhta" (Good Words,) "Hvarshta" (Good

Deeds.) The one who seeks such purity of life is helped in his allotted span of life for the use and furtherance of God's Creation. Turn yourself not away from these three precious jewels.

Make thyself pure, righteous man; Purity is next to life, the greatest good to him, who cleanses his ownself with Good Thoughts, Words and Deeds.

Any person is able to concentrate his mind by good thoughts on Divinity, Peace, Harmony and Unity of Life; he can protect his fellow-men in danger, help them in need and want, and be a source of happiness to mankind in general.

By good words, he can be faithful in promises of life, honest in transactions, can avoid hurting the feelings of others, and be charitable to the weaknesses of others.

Good Deeds lead a man to relieve the sufferings of others, to work for the prosperity of the world, to seek the welfare of his fellow-men, to be beneficent in general.

To lead a virtuous life, marriage is recommended which brings social comforts. The position of a wife is equal in everyway to her husband in social status, while enjoying the liberty of opinion and action with chastity of life.

Discretion and Tolerance are the chief features of the Faith. A praiseworthy tribute is paid to all the Souls of pure and wise men and women of the whole world.

Home, sweet home, is made dear by the Almighty to everyone, and every land is endeared to its dwellers even though it had no charms in it. It is one of the pleasing things to God. A holy man, a house with burning fire, a dutiful wife, cultivated lands with good crops, brave and true sons of the land are the most pleasing to God.

માણુસને છુટાપણું બક્ષવામાં આવ્યું છે અને તેની વૃદ્ધિ તેના વિચારો, વચનો અને કામો પર આધાર રાખે છે, અને કરણીનું પરિણામ ભોગવવાને તે પાત્ર થાય છે તેની ખાત્રી જરથોસ્તી ધર્મ અભ્યાસથી થઇ શકે છે.

દુનિયાંની શરૂઆતથી તે છેવટ સુધી બે સામેનાં તત્વો સાથે મનુષ્યના જીવને માટે ખેંચાણ રહેલું હોય છે, જે ભલું અને બૂરૂં મન તરીકે તેના જીવમાં હાજરી આપે છે, અને સારા યા નઠારા માર્ગ તરફ જવાનો રસ્તો તેને માટે ખુલ્લો કરે છે, જેથી જીવ ભલાઇ યા બૂરાઇ અખત્યાર કરી જીંદગીના માર્ગમાં મુશ્કેલીઓ લાવે છે, યા આગલ વધવાના રસ્તામાં ઝડપથી મુસાફરી કરી શકે છે. જગતમાં ચાલી રહેલી ભલાઇ અને બૂરાઇ વચ્ચેની લડાઇમાં જરથોસ્તી ધર્મના રક્ષકે જૂદી જૂદી જાતની કસોટીમાં ફતેહમંદીથી પાર ઉતરી, જીંદગીમાં ધડો મળે તેવાં શિક્ષણો આલમની નજર સનમુખ ધર્યાં છે. સદગુણી જીંદગીને વખાણી છે, દુર્ગુણી જીંદગીનો નતીજો દુઃખમાં મળશે એમ ખાતરી આપી છે, સદગુણોને ચહાવા લાયકના જણાવ્યા છે અને દુરાચરણ તરફ નાપસંદગી દેખાડી છે.

જરથોસ્તી ધર્મની મુખ્ય ચાવી શુદ્ધતા યા અષોઇ છે, જીંદગીનું સાર્થક કરવા એ ચાવીની મદદ લેવાને હર જગે ભલામણ કરી છે, અને ત્રણ રત્નોને જો આદમી હમેશને માટે પોતાના કરી લે તો સર્વે જાતની પીડામાંથી તે મોકલો થઇ, અહુરમજદની દરગાહમાં હસ્તે મોહઢે જઈ શકે છે, અને કુદરતના કામમાં હમશરીક થવાને લાયક થાય એવી હાલતે પુગી શકે છે. આ ત્રણ રત્નો તે ભલા વિચારો, ભલાં વચનો અને ભલાં કામો છે, જે આ ધર્મના સ્થંભો છે, અને એની ઉપર આખી ફિલસુફીનો પાયો રચાયલો માલેમ પડે છે. આ ત્રણ શબ્દો અમ્મર કાળને માટે બનાવ્યા હોય એમ લાગે છે, કારણકે જગતનું કોઇપણ મનુષ્ય પોતાની મરજીથી અને મહેનતના પારણામમાં આ ત્રણ જવાહીર મેળવી શકે છે ભ્રાતૃભાવથી એક બીજાને ઉપયોગી થવામાં જીંદગીને ફાયદો થાય છે, અને વફાદારીથી જીંદગીની ફરજો બજાવવામાં સુખ મળે છે તે આ ફિલસુફીમાં ખુલ્લું દર્શાવ્યું છે. એને મળતા આવતા વિચારો એક જાણીતો માણસ આ પ્રમાણે જણાવે છે:

We live in deeds, not years,
In thoughts, not breath,
We should count time by heart throbs,
He most lives, who thinks most,

> **Feels the noblest, acts the best,**
> **Life's but a means unto an end.**
>
> *Philip James Bailey.*

મરદનું અર્ધાંગ સ્ત્રીને જણાવી છે અને સારી ઓરત બચ્ચાં સાથના ઘેરને વખાણ્યું છે, જેની રખેવાળી અને નીભાવ મરદને માટે હોય છે, અને સ્ત્રી તાબેદારીથી સઘળી ફરજો બજાવવાને બંધાયલી છે, જેથી સંસારના કામમાં બેઉ જાતીનો ફાળો આવે છે, અને સ્ત્રીના દરજ્જાને હરકત થતી નથી. સ્ત્રીને મરદથી ઉતરતી પંકતીની ચિતારવામાં નથી આવી, પણ એક સંપથી એક જોડાંને સારી રીતે જગતમાં ચાલી પોતાનો નિર્વાહ કરવાને સૂચવ્યું છે, અને બેઉ તરફથી વફાદારીની આશા રાખવામાં આવી છે. ઇચ્છાનુસાર જગતમાં ચાલતાં આદમીએ એક બીજા તરફ અક્કલથી વર્તવું જોઇએ, અને સહનશીળતાથી જીંદગીની નબળાઇઓ તરફ મોટું મન રાખી ખામીઓ સુધારવાની કોશેશ કરવાને ફરમાન મળ્યું છે.

The whole creation is under the guardianship of God as the Head and six ameshaspends or archangels or Holy Immortals. They are guardian angels, who work night and day incessantly for the welfare and protection of the creation given in their charge by the Almighty, such as minerals, vegetables, animals, man, the four elements, namely, the earth, water, air and fire. Each archangel with his subordinate assistants presides over one Kingdom of Nature, and is solely responsible for its growth and welfare.

The end of the life on the earth is death of the body, but the soul is free to migrate to the unknown universe. The worldly existence is for the body and the spiritual existence is for the soul. The scripture says that a soul of the righteous is undecaying, immortal, and undisturbed, full of glory and full of enjoyment, for ever with the angels and archangels and the guardian spirits of the righteous.

The life hereafter is depicted in glowing terms of a soul of the righteous, who having spent his earth life in holiness,

ascends ot the ethereal Regions in the company of his guardian angel. The soul has to stop at the gate of "chinvat bridge" which is between the upper and the lower world to give account of his actions in the lower world to the Recording Angel, who waits for him at the gate. There the pious soul meets with a handsome and graceful form, pleasing to the eye, which is the form of his own astral self.

The soul questions the figure "who art thou" and the reply comes, "I am thy good thoughts, words and works. You have made me as I am by your good deeds." Then the soul is able to pass the barrier to eternal bliss and happiness, as he has rendered his account clear to the Recorder.

The punishment which comes upon the soul of a wicked man is quite the reverse of the happiness of a good man. After the lapse of the third night, the soul of the sinful approaches the gate of "Chinvat Bridge, where a terrible form, filled with stench, awaits him. The soul trembles to look at it, but the form drags him down and clings to it, saying "I am the exact prototype of your sinful thoughts, unkind words and wicked actions." The soul can not take a flight to the upper regions, but has to go with it to the dark worlds.

Zarathustra asked Ahura-Mazda, "Who prepared the account of the soul as to sin and good works?"

Ahura-Mazda replied that the duties of some angels are to keep account of the thoughts, words and deeds of all material existences, who keep a record of each soul, and give due merit to each in the form of joy or sorrow.

In the Zoroastrian Philosophy, Industry and Diligence are praised and sloth is detested. The teachings say that without trouble nothing can be attained in the Higher or Lower worlds. The labourer should be worthy of his hire and the man here striving after perfection should have his

reward in eternal life according to his merits. The worldly life is of short duration and in the meantime, many troubles and anxieties fall to a man's lot. Therefore the teaching enjoins a man of the world to walk in the ways of righteousness, and says that the body will go to dust, but the soul if rich in good works, will mount to immortality and be a partaker of the happiness which is divine. There are remedies in the world for bodily pains and aches, but who can minister to the diseases of the soul? When you here set out on a journey, you provide yourselves and are prepared to meet the exigencies of the road, but alas, what preparations you make for the journey of your soul to the upper world and whose friendship you will seek on the way?

The response to a pious follower of Zarthustra is thus.

" O holy man, the greatest friend in this world is God, but to attain His friendship you must walk in His ways and place in Him hope and faith. The provisions of the journey are your good actions, which serve as the support of both your body and soul. The body is like your horse and the soul the rider, but with a weak rider, the horse is ill-managed, in the same way a weak horse ill-accomodates the rider. Care must be taken that both are kept in order; even in the lower world a man is laughed out if he takes more care of his horse and less of himself; so take due care of your body and more of your soul, and do not set your heart on the pleasures and vanities of life, as nothing will be of avail to you in the end; you will be repaid a thousand-fold for all the trouble you have taken to do meritorious acts in the lower-world.

" The fading flowers give lesson to a man who is in the prime of life with health and vigour, who thinks of eternal enjoyment of life amidst its fleeting pleasures, but oh son of man, think well, that your riches, honours, lands, houses, vineyards, health, vigour will all pass away as a dream."

" Roses have thorns and the bee that produces honey has also a sting, so pleasures have their concomitant pain if you exceed in wine, women and eating, and will bring their own

punishment in diseases of the body, and will impress your soul with wicked tendencies blunting the good sentiments of your heart."

"Your greed of power, lust for pleasures, and craving for wealth will make your senses and mind uncontrolled and deprive you of true happiness, which is bliss and will plunge your soul into misery."

જરથોસ્તી ધર્મમાં જગતનાં પાસબાન તરીકે અહુરમઝદને ગણ્યો છે અને ૭ અમશાસ્પંદો સાથે મળી આ દુનિયાંની રખેવાળી કરે છે. દરએક અમશાસ્પંદ કુદરતનાં એક ભાગ યા તત્ત્વપર મવક્કલ હોય છે અને તે ભાગની વૃદ્ધિની રાહબરી કરે છે.

મરણ શરીર માટે સરજાયેલું છે અને રવાન ઉપલી દુનિયાઓમાં ફરવાને માટે છુટું હોય છે, કારણકે તે મીનોઇ છે અને શરીર વગર આ જગતનો અનુભવ તે લઇ શકતું નથી, માટે શરીરની તેને માટે જરૂર છે. ભલાં, પ્રમાણીક અને અશો માણસોનાં રવાનો આનંદના ઝળકાટમંદ નુર સાથે કુદરતના રાહબરો યા મિનોઇ હસ્તીઓ સાથે મળી રહે છે.

જરથોસ્તી ધર્મની ફિલસુફીમાં એમ જણાવ્યું છે કે દરએક મનુષ્યનાં વિચારો, ઇચ્છાઓ અને કામોની કુદરત હંમેશ નોંધ લે છે અને આ કામ માટે ચોક્કસ મદદગારો કુદરતે રોકેલા હોય છે, જેઓ માણસનું મરણ થયા પછી ચોથે દહાડે બામદાદમાં તેની આ દુનિયાંમાં ગુજારેલી જીંદગીની સઘળી નોંધો તેના રવાનની નજર સનમુખ ધરે છે. તેની સાબેતીમાં મરણ પામેલાં માણસના રવાન આગલ એક આકાર સૌથી પહેલાં આવે છે, જેને તેની કરણીનો આકાર યા તેના વિચારો અને ઇચ્છાઓથી કુદરતમાં પેદા થયેલો આકાર કહુ છે, જે તેને ભેટવાને માટે આતુરતાથી રાહ જોતો ઉભો હોય છે, અને તેનું રૂપ, રંગ ગુજરનારનાં આ દુનિયાંમાં કીધેલાં કામો અને ચાલચલણપર આધાર રાખે છે, જેથી તે આકાર જોવા લાયકનો ખુબસુરત યા બદસુરત બ્હીક પેદા કરે તેવો થાય છે.

આ આકારને તેનો તરફ આવતો જોવાથી મરણ પામેલા માણસનું રવાન તેને સવાલ કરે છે કે તું કોણ છે? જેના જવાબમાં તે આકાર જણાવે છે કે હું તારી કરણી છું, અને જેવી તેં મને બનાવી છે તેવીજ તું મને જોય છે. સારી કરણીથી ઉત્પન્ન થયેલો આકાર સુંદર હોય છે

તેથી રવાન તેની સાથે જવામાં સુખ સમજે છે, અને ખુશીથી આ સાથી સાથે તે બેહસ્ત તરફનો રસ્તો લે છે. પણ બુરી ચાલચલણુથી કદરૂપો ડર ઉત્પન્ન કરે તેવો આકાર થએલો હોવાને લીધે એવાં માણુસનું રવાન બીકથી ધ્રુજે છે; પછી આ બદસુરત આકારને સવાલ કરે છે કે તું કોણુ છે? જેના જવાબમાં તે આગળ ધસી આવી જણાવે છે કે હું તારો સાથી છું. તેં મને એવી બેડોળ બનાવી છે કારણુકે જીવતી વેળા તેં સારાં કામો ન કર્યાં, પણ જીંદગીની બુરી વલણોને પકડી રાખવાથી તારી નીતિ રીતિ બગડી ગઇ અને તેના પરિણુામમાં તું મને એવી કદરૂપી ધીક્કારવા લાયકની જોય છે. તું મારેથી ગમે એટલો નાખુશ હોય પણ હું હવે તુને છોડનાર નથી અને મારી સાથે તુને આવવું પડશે, કારણુકે હું તારી કરણી છું, એમ કહી તે રવાનને અંધારી દુનિયામાં નીચે ખેંચી લઇ જાય છે.

ફિલસુફી પ્રમાણે એની મતલબ એ છે કે માણુસ વિચાર શક્તિની મારફતે અદ્રષ્ય આકારો કુદરતમાં ઉત્પન્ન કરે છે અને પરિણુામમાં બુરા વિચારો ખરાબ અસર લાવે છે, જેને લગતું દુઃખ મરણુ બાદ અદ્રષ્ય ઉપલી દુનિયામાં માણુસના જીવને સહેવું પડે છે. તેટલા માટે ધર્મમાં સારા વિચારો તરફ લક્ષ આપવાને સુચવ્યું છે, જેથી સારા વિચારોની મારફતે માણુસ કુદરતમાં સારી જાતના વિચાર આકારો પેદા કરી શકે છે અને સારાં વચનોમાં ભલી લાગણીઓ અને વિચારો કામ કરતા હોવાને લીધે અવાજ યા શબ્દો મારફતે પણુ તેને લગતા ભલા યા બુરા આકારો માણુસ કુદરતમાં બનાવી શકે છે, જે માટે વિદ્વાનોએ અખતરા કરી પુરવાર કર્યું છે કે મનુષ્યના અવાજમાં આકાર ઉત્પન્ન કરવાની, તેને જાળવી રાખવાની અને નાશ કરવાની શક્તિ સમાએલી છે. જીવતી વેળા વિચારો અને લાગણીઓથી પેદા થએલા સારા યા ખરાબ વિચાર આકારો માણુસનાં ખુરેહ યા ઓરામાં રહે છે અને ખુલ્લી આંખે ન દેખાય તેવી રીતે ભલાં યા બુરાં કામો કરવાને માણુસના જીવને લલચાવે છે. આ ખુરેહ અથવા ઓરા માટે હાલના વિદ્યાશાસ્ત્રે શોધ ચલાવી છે અને કબુલ કર્યું છે કે દરેક માણુસના શરીરમાંથી ન દેખાય તેવો પ્રવાહી જેવો સુક્ષ્મ પદાર્થ શરીરની આજુબાજુ ચાલુ વહેતો રહે છે જેને માણુસની ઓરા કહેવામાં આવે છે અને કુદરતની દરેક પેદાયશ માટે તેને લગતી ઓરા સાથે હોય છે એમ

ધર્મમાં જણાવ્યું છે. મહાપુરૂષો અથવા પેગમ્બરોના ચિત્રોમાં તેઓના માથાની આજુબાજુ ગોળાકાર રીતે ઓરાને ચિતારેલી આપણે જોઇએ છીએ અને ધર્મમાં જગતના સર્વે જાતના ભલા સારા રવાનોના ખુરેહ અથવા ઓરાને વખાણવામાં આવી છે અને તેનો રંગ સોનેરી ચળકાટબંદ જણાવ્યો છે. એ ઉપરથી અનુમાન કાઢી શકાય છે કે સારા વિચારો અને વચનો માણસની ઓરામાં ઝળકતા સારા રંગો લાવી શકે છે, જે તેની જીંદગીમાં ફાયદો કરે છે. આખી જીંદગીમાં એકઠા થએલા વિચારો અને લાગણીના આકારો મરણબાદ તેને લગતુ સુખદુઃખ જીવને પહોંચાડે છે અને માણસની કરણી પ્રમાણે મરણ પછી સારો યા ખરાબ આકાર જીવને આવી મળે છે, એમ ખુલ્લી રીતે જરથોસ્તી ધર્મમાં જણાવ્યું છે. એક માણસના જીવને સારૂ હંમેશને માટે સુખ જોવાનું યા બહેસ્ત ભોગવવાનું અને બીજાને માટે હંમેશનું દુઃખ જોવાનું યા દોજખ ભોગવવાનુ ગેરવાજબી લાગે છે. કુદરતમાં ઇનસાફનો કાયદો કામ કરતો હોવાને લીધે હંમેશનું સુખદુઃખ કોઇપણ જીવ માટે સરજાયલું હોય એ સાધારણ રીતે અક્કલ અને સમજશક્તિને અનુસરતું લાગતું નથી. પણ ખરાબ યા સારા વિચારો અને લાગણીઓના પ્રમાણ પ્રમાણે થોડો યા વધુ વખત જીવને સુખદુઃખ વેઠવાનું હોય છે એ વાજબી લાગે છે અને જીવની વૃદ્ધિ આગળ વધારવા માટે કરણીના સારાં યા માઠાં પરિણામ ભોગવીને જીવ ફરી એકવાર આ દુનિયાની મુસાફરી કરે છે અને આ દેખાતું નાશવંત શરીર લે છે. આ દુનિયામાં કામ કરવાને વાસ્તે લાગણીઓ અને મનની જીવને જરૂર હોય છે, તેથી ગએલા જનમોમાં જે જાતના વિચારો કર્યા હોય અને અભ્યાસથી મનને લગતી શક્તિઓ મેળવી હોય તેનાં પ્રમાણ પ્રમાણે બીજી વેળાને માટે જીવને સારૂ મન અથવા માનસીક શરીર કે જેમાં મન કામ કરે છે તે તેયાર થાય છે અને આ દુનિયામાં જીંદગી ભોગવતી વેળા આ તેયાર કરેલું મન જીવને સાથે મળે છે, જેમાં માણસ પોતાની ઇચ્છા શક્તિ વાપર્યા થી તેના બળ અને ઉપયોગમાં વધારો યા ઘટાડો કરી શકે છે જીંદગી દરમ્યાન જે જાતની લાગણીઓ ખીલવી હોય તેને લગતી સામટી અસરના પરિણામરૂપે લાગણીનું શરીર જીવ માટે દરેક જનમમાં વાપરવાને તૈયાર થાય છે અને ખરાબ યા સારી જાતની લાગણીઓનું પ્રમાણ વધારવું યા ઘટાડવું માણસની મરજીપર આધાર રાખે છે. સારા વિચારો અને વચનોની

અસર મરણબાદ જીવને બહેસ્ત તરફ ખેંચે છે, એટલે જીવતી વેળા જીવે આ દુનિયામાં મન લાગણીઓ અને શરીર મારફતે જે અનુભવ અને જ્ઞાન મેળવ્યું હોય તે સર્વે અસરરૂપે જીવને લગતી જુદી જુદી જાતની શક્તિઓ તરીકે બંધાય છે, અથવા સર્વે જાતનાં જ્ઞાન અને અનુભવને જીવ બહેસ્તમાં તેને લગતું સુખ ભોગવી પોતાનામાં પાચન કરે છે. બુરા વિચારો તથા વચનોના પરિણામમાં તેને લગતાં સખ્ત યા નરમ પ્રકારનાં દુઃખો અને વેદનાઓ મરણબાદ થોડા યા ઘણા વખતને માટે જીવને સહેવી પડે છે જેથી ખરાબ વિચારો અને લાગણીઓ તરફ તેને અણગમો પેદા થાય છે અને એ રીતે મન અને લાગણીઓ દુઃખથી કેળવાય છે. આ દુનિયામાં થતાં કામો માણસનાં વિચારો અને લાગણીઓનાં સામટાં બળનાં પરિણામ રૂપે હોય છે, તેથી સારાં યા માઠાં કામોની અસર અતિ દુઃખ યા સુખમ માણસનાં જીવને વેઠવી પડે છે, જેથી તે આ દુનિયામાં કામ કરવાની શક્તિ અને જ્ઞાન મેળવી શકે.

જીંદગીની વૃદ્ધિ કરવાને મહેનત કરવી પડે છે અને સારી જીંદગી ગુજારવા માટે કોશેષની અગત્ય પડે છે, તેથી આળસાઇને જરથોસ્તી ધર્મમાં નાપસંદ કરી છે અને ઉદ્યોગ તથા સારી જીંદગીને વખાણી છે. દુનિયાંની મુસાફરી દરમ્યાન જીવને દરેક રીતની તૈયારી કરવી પડે છે અને તે સામગ્રી જીંદગીની સંપુર્ણતા મેળવવાને શરીર, મન અને અંતઃકરણને કેળવ્યાથી થઇ શકે છે. તંદુરસ્તીને લગતા નિયમો જાળવ્યાથી શરીરની શક્તિ વધે છે, મન સારી જાતની કેળવણીથી પ્રફુલીત થઇ દરએક બાબદનું જ્ઞાન લઇ શકે તેવી હાલતે પુગી શકે છે, અને સારા ગુણો ગ્રહણ કર્યાથી અંતઃકરણ ચાલચલણ અને જીંદગીનો વલણોપર અસર લાવી શકે છે. શરીર વિદ્યાને લગતા તબીબો આ જગતમાં ઘણા હસ્તી ધરાવે છે, પણ રવાનની વિદ્યા જાણનારા યા તેના દુઃખોનો ઉપાયો સૂચવનારા માત્ર જગતના મહાન નરો હોય છે, જેઓ પોતાની જીંદગીના દાખલાઓથી આદમીનાં રવાનની બહેતરી માટે જૂદા જૂદા ઉપાયોથી તજવીજ કરવાને ફરમાવે છે.

જરથોસ્તી ધર્મમાં એક અશો માણસની અરજને કબુલ રાખી તેને જ્ઞાન આપવા માટે નીચે પ્રમાણેની વાતચીત કુદરતના એક મદદગાર ફિરેસ્તા સાથે થયેલી નોંધેલી છે

તે અશો પુરૂષને એમ કહેવામાં આવ્યું કે મનુષ્યનો સૌથી મોટો દોસ્ત એકલો ખુદા છે, પણ તેની દોસ્તી મેળવવાને માટે પહેલે માણસે તેના જેવું

થવાની કોશેષ કરવી જોઇએ, અને વિશ્વાસની નજરે સારી આશા રાખી તેનામાં ભરૂસો રાખવો અગત્યનો હોય છે. આ દુનિયાંમાંથી ઉપરની દુનિયાંમાં જતી વેળાની મુસાફરીમાં માત્ર મનુષ્યની કરણી કામ આવે છે, અને તેના સારાં કામો જીવતી વેળા તેમજ મુવા બાદ જીંદગીના મજબુત ટેકા તરીકે ખપમાં આવી શકે છે. શરીરને ઘોડાની ઉપમાં આપવામાં આવી છે અને રવાન તે ઘોડાનો સ્વાર છે. ઘોડાપર બેઠેલો ધણી જે સ્વાર છે તેને સંભાળીને પોતાના જીવની દેખરેખ રાખવાની છે, અને ઘોડાને પણ જાળવીને તેના તાબામાં રહે એવો કેળવવાનો હોય છે. સ્વાર જો પોતાની દરકાર ન કરે અને માત્ર ઘોડાનીજ સંભાળ લે તો તે ઠપકાને પાત્ર થાય છે, તેટલા માટે ઘોડો અને સ્વાર બેઉની સંભાળ લેવાની જરૂર જણાવી છે.

ઝાડપર ઉગતાં સુંદર ફૂલોપરથી ધડો લેવાને જુવાન માણસોને સમજાવ્યું છે કે આ દેખીતાં ફૂલો માફક જુવાનીનું જોર, પૈસો, મ્હોટાઇ, બાગબગીચા સર્વે ચીજો કરમાઇ જવાને લાયકની છે, માટે માણસે એ બાબદમાં ચેતીને ચાલ્યાથી જીંદગીનું સાર્થક થઇ શકે છે. આ દુનિયાંની જીંદગી તેની સર્વે જાતની મોજમજાહોથી ભરપુર હોવા છતાં એક સ્વપના માફક વહેલી પસાર થાય છે, અને છેવટે આદમીના વિચારો, ઇચ્છાઓ અને કાર્યો માફક તેને લગતું પરિણામ ભોગવવાને તે જવાબદાર ઠરે છે, તેથી જો આદમી સમજીને જીવતી વેળા ભલાં કામોમાં મશગુલ રહે તો કુદરત તરફથી તેને હજાર ગણો સારો બદલો મળે છે.

મનોરંજક ગુલાબના ફૂલમાં પણ કાંટાં હોય છે, તેવી રીતે જીંદગીમાં સુખનાં ફૂલો અને દુઃખના કાંટાઓ અનુભવ અને જ્ઞાન માટે આવી મળે છે, જેથી મનુષ્યનો જીવ મીઠાશ અને કડવાસ એ બેઉનો સ્વાદ ચાખે છે. જીંદગીની મોજમઝાહો હદબહાર ભોગવ્યાથી શરીર અને રવાન બેઉને ખમવું પડે છે, કારણકે તરેહવાર જાતનાં દુઃખો શરીરને તેના પરિણામમાં ભોગવવાં પડે છે અને નઠારી સોબતમાં જીંદગી કુટેવો લઇ શકે છે તેથી માણસ દુરાચરણી થઇ મનની અને અંતઃકરણની ખરાબ વલણો અખત્યાર કરે છે, જે તેના જીગરની સારી લાગણીઓને દાબી દે છે યા ઢાંકી નાખે છે. એવી રીતે મનની અને જીગરની વલણોપર કાબુ ન રહેવાથી માણસની જીંદગી ખરાબે અથડે છે અને દુઃખ દિલગીરીમાં તેનો જીવ યા રવાન પોતાના કર્તવ્યથી સપડાય છે.

The great ones always withstand the temptations of the evil and have undergone the ordeal successfully. Once the tempter Angra Mainush came to the holy Zoroaster and told him to leave the good Law of Mazda, which He was preaching to the laity in return for a rulership of the whole world.

The thunderbolt in answer to the temptation given by the Lord Zarathustra is praiseworthy and will be for ever a strong testimony for His full faith in the Good Law of Mazda.

He said "No, never will I renounce the Law of Mazda for the sake of anything in the world, though my body, life and soul were torn to pieces." The seven names of the Holy Immortals or Amesha-spentas are symbolical of the attributes of the First Cause of the Universe, which is Ahura-Mazda in Whom is centred all existence visible and invisible.

Ahura-Mazda-the wise Lord of the Universe, by His Good and Benevolent Mind the visible and invisible worlds created, so the attribute pertaining to the second immortal one or Amesha-Spenta is called the Good Mind. As Ahura-Mazda made His visible and invisible worlds subject to His Right Law or Holiness, so the third Archangel or Amesha-Spenta's attribute is the right Law or Holiness as His Symbol of office. The Rulership of the whole Solar System is in His hand, so the Fourth Amesha-Spenta is ascribed with the qualification of Absolute Power. As the whole creation and the visible and invisible worlds are supported and cared for by His Eternal Love, so the Fifth Holy one is attributed with Eternal Love. The First Cause is the basement of all that exists visibly or invisibly so He pervades everywhere and the Sixth Holy Lord is assigned the power of being Limit less or the Infinity beyond measure or the Wholeness, as His life is diffused through the whole of the universe. The First Cause is Immortal as He always existed and will exist for ever, the seventh Holy one is therefore characterised with Immortality as His symbol of character.

Zoroaster denounced all forms of evil and summarised them under the three heads of evil thoughts, words and deeds. He inculcated in the minds of His hearers to think for themselves

and to learn to know nature and man. He promoted the knowledge of all the natural sciences and metaphysics and taught man to lead a virtuous, energetic and good life. He showed himself an earnest and devoted student of nature, and at last penetrated into some of the Mysteries of God and nature which He afterwards preached in His religion in order to give the benefit of His knowledge and purity of life to mankind in general. His teachings lay down in clear terms that eyeryone is the architect of his own salvation and destiny, and will be rewarded or punished solely according to his own deserts, and everyone is made responsible to give a good account of his doings in this life. It is called the sublime philosophy because it enjoins resistance to every kind of evil and war against it. The whole life of a pious man should be like that of a soldier fighting against the evil forms of life whether physical or moral and he should lead a good and active life while promoting the welfare and happiness of mankind.

There are two expressions for time in the Zoroastrian philosophy. The one is for eternity or the time without limit, and the other for fixed periods or cycles, which are carved out as it were from eternity. In the time of eternity universes appear and disappear, each living for a few cycles or ages. It is said that a Solar System is composed of seven or nine globes or Planets and our Earth is one of them. It is a tiny part of a huge system whose creator is Ahura Mazda and His visible symbol is the sun. A universe is made up of many solar-systems and a human mind can not scale the dizzy heights of knowledge and purity, unless in one globe of a system he has reached the perfection pertaining to the globe, and has united himself with its creator, then he can pass on to the other globes in ages to come, with added knowledge and increased power. Such is the glorious destiny of a human soul and there is no end to knowledge and experience, but continuous progress from the beginning of a cycle till its end, the one age surpassing the other, showing definite lines of progress in some way

or other made by the nations living at that period. The history of the world shows that in olden times the different key notes were given to the ancient nations for the guidance of their lives; each key-note was the mark distinctive of the nation then living in a certain cycle of the Eternity. The first key-note of Duty or Dharma was given to the first Races in the beginning, the key-note for the Greek nations was of Beauty and Art, and for the nations of the Persian Empires it was Purity. The Romans received the key-note of Law and Order and the Celtic, Latin and Teutonic Races that of Love and Compassion. It seems that the future generations will get the key-note of Brotherhood and Service for the guidance of their lives in future ages.

Ahura-Mazda produced the universe by His might, wisdom and goodness. At first the invisible essence of life was given birthto to support the universe and then it was put into the shape of Creation by the creator. The order of creation given in the Avesta or the Prayer book is as follows The sky, the waters, the earth, the trees, the quadrupeds, and last of all the man. This theory bears resemblance to the modern scientific theory of evolution.

Our globe seems to be a battleground for the two opposite principles of good and evil, and hence the existence of good and evil side by side in the world. To enable man in order to better his state, Ahura-Mazda has furnished him with reason conscience, and free-will, and provided him with the teachings of religion, science and philosophy, revealed to him by the great men of the world.

Religion teaches man to be patient in his misfortunes, to be resigned to His will, to show un-flinching devotion to the cause of righteousness, to fight incessantly against evil which may either be in his own person or in the outside world, to obey the law of justice which rules the world, the law of cause and effect, and to keep faith in the good law, the cere-

monies and rituals for the dead, and the laws for the purification of human lives, and lastly convinces him of the ultimate triumph of the good over evil.

Science teaches him to be active and observant, to try to understand the working of nature, to find out the means for the betterment and enjoyment of life, to control the elements of nature and to bring them into man's use, to bring the lower kingdoms of nature under subjection for the gratification of man's desires.

Philosophy shows him the relation of nature with man, his place in the world, his connection with the higher and lower kingdoms of nature, his gratitude and debt towards them, the duties of his own life, the unity of all that exists, the destiny of life, his glorious future, and last of all the unity with his creator.

In Zoroastrian religion man is said to the constituted of several physical and spiritual parts, the main divisions being Body, Soul and Spirit. Soul and Spirit are the immortal and spiritual parts of his life, and bodily life is decaying and impermanent. The Spiritual parts infiuence the worldly existence while the body is living, and get separated at death. The body is the instrument of the soul and the Spirit guides the career of the soul. To perform the Soul's work successfully it has been given the aid of mind with its different faculties, and in order to pilot it safe to the appointed goal of human destiny, the the spirit influences the soul for good if it acts according to its guidance.

The spirit seems to have existed before the soul and the body and is free for ever. It is like an idea produced from the good and benevolent mind of the creator, and everything that exists in the world has got it.

Sublime ethics to be followed in life are given in the teachings of Zoroaster, such as Holiness, Truthfulness, Compassion, Love, Humility, Loyalty, Respect for elders, Content-

ment of life, Charity, Cleanliness, Chastity, Obedience to the law of Mazda, Industry and Diligence. All morality and immorality are divided into three great classes of good and evil thoughts, words and deeds. All good thoughts, words and works are done with wisdom, whilst all evil thoughts words and deeds are the issues of unwisdom, so Zoroaster has enjoined His followers to stand firm for good and hold it fast for the betterment of their lives.

Vicarious salvation is not preached in the Zoroastrian religion, but it depends solely upon the efforts for the improvement of life, upon one's merits and actions. In order to promote education self-help and self reliance are praised and advice is given to give knowledge to any one who desires to have it. A good act done for the purpose of saving others from evil is considered equal to a prayer or a religious ceremony in the teachings. Cleanliness and bodily purity form one of the chief commands of His religion with the rules of hygiene and sanitation which the present day scientists recognize as best for life. The breach of promise or contract is regarded as disgraceful and faithlessuess or ingratitude is considered to be in the category of vice or the wrong conduct of life. Beggary is denounced and everyone is told to earn a livelihood by right and lawful means. Public and private benevolence is encouraged ; and to use one's powers in order to protect the good and to afford help to the helpless is accounted praiseworthy, and hospitality towards the good and the pious man is preferred. Drunkenness and waste of life are regarded as deserving censure and the golden mean is enjoined to be kept in all matters pertaining to life.

Zoroaster did not keep anything for himself but offered his services to God with mind word and deed, so he became a true friend of God and retained his friendship till the last by

his right conduct of life. Like a friend God revealed to him the secrets of nature and helped him in the difficulties of his life. He was convinced of his faith that Ahura-Mazda can be known by means of holiness, goodness and evergetic pure life. He succeeded in life my keeping right conduct and promulgated his religion far and wide by showing the living example of his pure and good life. Lawlessness is condemned and the spirit of the religion is full of the rules and regulations of life. In the category of vice the following defects of human nature are given. Lust, cruelty, dishonesty, avarice, pride, falsehood, indolence, cheating, murder. Theft, extravagance, slander, anger, envy, miserliness and malice are called "Drugs" or demons which tempt man to violate the laws of Mazda.

Hypoarisy, negligence, slothfulnes, covetousnees and unbelief in religion are the chief enemies of Priesthood. Pride, oppression, insolence, cruelty, malice, discord are to be shunned by the warrior-class. Dishonesty, falsehood, cheating, envy, avarice, theft are unbecoming for the artisan class. Disobedience, Sloth, Reverge, Murder, Adultery, Foulness, Anger, Slander are harmful for the masses.

In the philosophy there are four main divisions of mankind. The peasantry, the artisans, the warriors and the priests. The peosantry and the artisans are the supporters of humanity and by their aid the civic life and material prosperity of a country are increased. The warriors are the protectors, who protect the country from foreign invasion and keep order and law in the national life of the country. The Priests are the educationists of a nation, they keep control of the education, teach religion, guide humanity to the ultimate aim of life by giving spiritual food to their souls and by solving the deeper problems of life. Such is the work of each division, which is suitable for the varied human lives of different temperaments.

Zoroaster's philosophy and name are praised from the ancient times to the present day and he showed the threefold character of Philosopher, Poet and Prophet. It is said by the Great man of hot world that there are three ways of reaching the goal of life opening out the three paths to human beings who tread the world in pursuit of happiness. The three paths are named as the path of knowledge,

devotion and action respectively. Zoroaster's philosophy showed his deep knowledge of nature and man. his celestial songs or prayers mentioned his love or devotion to God, his implicit faith in Him and the ultimate triumph of the good by observing the law of Mazda. His energetic work of life to promulgate the religion, his patience and resignation to the will of God in the sufferings and the difficulties, his active support of the good, his diligent life of joyful content, were the signs of his power of work carried on in the world. He was the only man of his time who was elevated to the rank of the chief or "yazata" of the physical world, which is a rare distinction conferred on a son of man for the purity, knowledge and good actions of life.

God is depicted in his three great aspects in the zoroastrian teachings as the creator, the supporter, and the absolute Ruler or the Transmuter. As the creator He is the maker of everything that is visible and invisible to the eye. As the supporter He preserves His creation and maintains it and as its Ruler He has the power to destroy or transmute the form of the creation as He likes best. These three aspects exist also in man, which are manifested in his creative powers of arts and sciences, in his innate preserving instincts of life, which protect his person and property, in his powers of bringing change in the outside nature and in his capacities to transmute or change his surroundings and circumstances by applying his will to it and he is the ruler of his home and family, which is his creation. The creative aspect in man expands the powers and faculties of mind, the preserving side of his nature guides him to perfection and instinctively he is induced to retain the things which are worth-keeping, and in his aspect as a Transmuter or destroyer he is able to change the forces of his life if wrongly directed and also the direction of the forces in the world. So a man is able to transform his weaknesses into strength, to perfect his good qualities and to retain them for the betterment of his life, and to will to know for the culture and growth of his life.

A man is compelled to be active by the creative side of his nature, as he gets tempted to know and learn more and more in life, his preserving instincts teach him to avoid extremes and show him the balance and mean way of life, which bring in him the power of discrimination and wisdom, and the destroying or transmuting aspect of his nature expresses his desire and will to be happy in the world.

જગતના ઇતિહાસપરથી માલમ પડે છે કે મોટા નરોની જીંદગીનો માર્ગ સરળ ન હતો, પણ હંમેશા તેઓના રસ્તામાં લાલચો અને મુશ્કેલીઓ મળતી હતી તેવી રીતે પાક જરથુસ્ત્રને પણ અનેક જાતની કસોટીમાંથી પસાર થવું પડતું હતું અને એક વખતે અગ્રેમેન્યુસ જેને બુરાઇનો સરદાર તરીકે સ્વીકારેલો છે, તેણે આદમીનું રૂપ ધારણ કરી આ મહાન નરની સચ્ચાઇ તપાસવા માટે નક્કી કર્યું. આ સરદારે જરથુસ્ત્રને જણાવ્યું કે જો તેવન આ ભલાઇનો રસ્તો છોડી દેઇને બુરાઇ અખત્યાર કરે અને ભલી મજદયસ્નની દીનનો ફેલાવો કરવાનું કામ મુકી દે તો તેના બદલામાં આ સરદાર પોતાની શક્તિના જોરે આખી હાડમંદ દુનિયાનું રાજ બક્ષી શકે અને સઘળે ઠેકાણે તેઓની સર્વોપરી સત્તાનો ઝુંડો ઉડતો થાય એવી લાલચ દેખડાવી હતી.

એના જવાબમાં આ મહાન નરે ગોખી રાખવા લાયકના ઉમદા ગોહરોનો ખજાનો આદમ જાતને તેનાં ભલાં માટે આપ્યો છે. તેવણે કહ્યું કે કદાપી મારાં શરીર, રવાન અને જીંદગીના ટુકડા થઇ જાય યા કોઇ મારી આખી જીંદગી લઇ લે તે છતાંપણ હું આ ભલો માર્ગ અને મઝદ-યસ્ની ધર્મ છોડીશ નહિ.

સર્વે હસ્તીનું મુળ ખુદા છે અને હસ્તીના કારોબારમાં મદદ કરવાને બીજા ૭ કુદરતના સરદારો કામે લાગેલા છે, જેઓને અમશાસ્પંદો, અમર આત્માઓ, મહાન મીનોઇ તેજસ્વી શક્તિઓ એવે નામે ધર્મ અને ફિલ-સુફીમાં જણાવ્યા છે કુદરતના રક્ષક તરીકે અહુરમઝદ અથવા ખુદા પોતાનાં ભલાં અને પરગજુ મનથી કુલ હસ્તી ઉત્પન્ન કરી શકે છે. તેટલા માટે કુદરતની બીજી બળવાન શક્તિને ભલાં મનના સરદાર તરીકે લીધો છે અને આ અમશાસ્પંદને ભલાં મનપર મવક્કલ કર્યો છે. જગતમાં સર્વે ઠેકાણે કાયદો કામ કરે છે અને કુલ હસ્તીમાં આ ભલો કાયદો પ્રસરી રહયો છે, તેથી કુદરતના ત્રીજા સરદારને અશોઇના ભલા કાયદાપર સરદારી આપવામાં આવી છે. કુદરતના ધણીની જગતપર સત્તા ચાલી શકે છે તેટલા માટે ચોથા સરદારને સત્તાનો ધણી ગણ્યો છે. આખા જગતને ખરી રીતે ચાહનારો તે એકલો ધણી છે જેને ખુદા યા અહુરમઝદ કહે છે, તેના એવા બહોળા પ્યારને લીધે પાંચમા અમશાસ્પંદને અમર પ્યારના ધણી તરીકેનો અધીકાર આપવામાં આવ્યો છે. સર્વે દશ્ય અને અદશ્ય

હસ્તીનું મુળ અહુરમઝદ હોવાને લીધે તેની જીંદગી આખા જગતમાં ફેલાઇ શકે છે, તેથી છઠ્ઠા કુદરતના સરદારને સંપૂર્ણતા અથવા અપારપણાંની સત્તાનો હક આપવામાં આવ્યો છે. કુદરતની રખેવાલી તે સાહેબના હાથમાં છે, હતી અને રહેશે, તે માટે તેને અમર ગણ્યો છે તે કારણને લીધે કુદરતના સાતમા સરદારને અમર્ગીનો ધણી કહ્યો છે.

અહુરમઝદના જુદા જુદા ગુણો માટે આ છ સરદારોને ચિન્હ રૂપે લેવામાં આવ્યા છે અને એક રીતે તપાસતાં આ સર્વે સરદારો તેના દ્રષ્ટિ બીંદુ રૂપે લાગે છે, કારણકે આ છ સરદારો વિચારે અને કરણીએ અહુરમઝદ સાથે એક થયેલા હોય છે, તેથી તે સાહેબની સાથે મળીને દુનિયાનું કામ કરી શકે છે.

સઘળી જાતની બુરાઇનો સમાવેશ જરથુસ્ત્રે ત્રણ શબ્દોમાં કર્યો છે. બુરા વિચારો, વચનો અને કામોથી દુર રહેવાને તેને બોધ આપ્યો છે અને દરેક માણસે પોતાને માટે વિચાર કરવાને શીખવું જોઇએ તેથી શીખવાને અને જ્ઞાન લેવાને આગ્રહ કર્યો છે. કુદરત અને માણસને પિછાણવાને માટે વિદ્યા હુન્નર અખત્યાર કરી પવિત્ર ભલી જીંદગી ગુજારવાને સુચવ્યું છે. તેવણ એક અભ્યાસી તરીકે ઉત્તમ પ્રકારની જીંદગી ગુજારી ડહાપણ અને જ્ઞાન મેળવવાને શક્તિવાન થયા હતા, જેનો ફાયદો પૃથ્વીના આદમીને આપવા માટે તેવણે ઘણી રંજ વેઠી ધર્મ મારફતે ભલો કાયદો જાહેર કર્યો, જેના બળથી મનુષ્ય પોતાનું સાર્થક કરી શકે એવી નેમ રાખવામાં આવી હતી.

એવણના શિક્ષણોપરથી જણાય છે કે આદમી પોતાના ભવિષ્ય માટે જવાબદાર હોય છે, તેથી તે પોતાનુ ભવિષ્ય મરજી પ્રમાણે કુદરતના કાયદાને આધારે ઘડી શકે છે. જીંદગીનું સાર્થક કરવાને તે બંધાએલો છે અને તેની લાયકાતો પ્રમાણે તે સુખદુઃખ ભોગવવાને લાયક થાય છે. જીંદગીમાં કીધેલાં કામો માટે તેને મરણની વેળા હીસાબ આપવો પડે છે અને તે પ્રમાણે તેની હાલત ગોઠવાય છે. એક લડવૈયા માફક તેના ધર્મના ચાહનારાઓએ બુરાઇની સામે બળતવારીથી લડવાને જણાવ્યું છે અને જગતના કલ્યાણ માટે સારી જીંદગી ગુજારી બીજાને મદદ કરવાને, માણસ જાતના દુઃખમાં ભાગ આપવાને અને કુલ પેદાયશને આગળ વધારવને ફરમાન આપવામાં આવ્યું છે.

ધર્મના શિક્ષણોમાં બે જાતનો વખત દર્શાવ્યો છે. પહેલા વખતને હંમેશગી અથવા અનંતકાળ કહે છે અને બીજો વખત તે જમાનાઓ અથવા યુગો છે, જે અનંતકાળમાં ચાલુ કાળ ચક્કો માફક છે, અથવા તેમાં જમાનાઓની શરૂઆત અને છેડો આવે છે અનંતકાળમાં સૃષ્ટિઓ જન્મ પામે છે અને કેટલાક જમાનાઓ સુધી જીંદગી ભોગવી તેમાં અલોપ થાય છે યા મરણ પામે છે. એક સુર્યમંડળમાં સાત અથવા નવ ગોળાઓ હસ્તી ધરાવે છે અને આપણી દુનિયા આ સુર્ય મંડળમાં એક ગોળો યા ગ્રહ છે.

ધર્મ અને ફિલસુફીમાં સાતના આંકડાને પવિત્ર ગણવામાં આવ્યો છે. આ ભેદી આંકડો ઘણે ઠેકાણે નજરે પડે છે, સુર્યની રોશનીમાંથી નીકળતા રંગો સાત હોય છે, જેને કાચમાંથી જોતાં ખુલી આંખે જુદા જુદા દેખાય છે. પૃથ્વિના ગોળાઓ પણ સાત છે, હિંદુસ્તાનમાં પવિત્ર ગણાતી નદીઓ અને સ્થળોની સંખ્યા સાતની ગણે છે. ગાયનમાં વપરાતા સુરો સાત છે અને મનુષ્ય પણ સાત ભાગો યા શરીરોનું બનેલું કોઇ ફિલસુફીમાં જણાવ્યું છે, તે રીતે તપાસતાં શરીરની વહેંચણી આ પ્રમાણે કરવામાં આવી છે.

૧. ફ્રેોહર અથવા આત્મા
૨. પ્રેરણા બુદ્ધિ અથવા અંતર જ્ઞાન જે ફ્રેોહર અથવા આત્માના હથીઆર યા સાધન તરીકે છે.
૩. મનનું ઉંચુ સ્વરૂપ જે અંતરજ્ઞાન માટે હથીઆરરૂપ છે.
૪. મનનું નીચલું સ્વરૂપ યા હલકા ખાકી વિચારો.
૫ લાગણીઓ પ્રદર્શીત કરનારૂં શરીર, જેની મારફતે મન કામ કરી શકે છે.
૬. શરીરની જીવનશક્તિ જે સુર્યમાંથી આ જગતને મળે છે અને "ઇથર" નામનુ તત્ત્વ જે આ દુનિયામાં સર્વે ઠેકાણે પથરાયેલું છે, તે તત્ત્વના બનેલા શરીરની મારફતે આ ખાકી દેહને મળે છે.
૭. ખાકી શરીર યા બહારનું દેખાતું શરીર. બીજી ફિલસુફીઓમાં આ સાત, છ અને પાંચ આંકડાઓના શરીરોને સાથે ગણી માત્ર શરીર બોલ લાગુ પાડયો છે અને ચાર તથા ત્રણ આંકડાઓ માટે રવાન,

૨૯. જીવાત્મા એવા શબ્દો મળે છે. ફ્રેરોહર અને અંતરજ્ઞાન માટે
માત્ર આત્મા યા ફ્રેરોહર, ફ્રવષી, એવો શબ્દ રાખ્યો છે.

જીવન શક્તિને લીધે લાગણીઓ જાહેર થઇ શકે છે અને "ઇથર" તત્ત્વનું બનેલું શરીર જે આ બહાર દેખાતા ખાકી શરીરના નમુના તરીકે હોય છે, તેની મારફતે જીવન શક્તિનું વહેવું થાય છે, જેથી ખાકી શરીર આ દુનિયામાં જીવી શકે છે અને તેના રજકણો યા પરમાણુઓમાં જીવન શક્તિ દાખલ થાય છે.

સૃષ્ટિ રચનામાં ઘણા સુર્ય મંડળો હોય છે અને એક સુર્ય મંડળના કોઇપણ ગોળાપર સંપૂર્ણતા મેળવવાને માટે એક જીવને ઘણા જમાનાઓ સુધી થોભવું પડે છે, અનુભવ અને જ્ઞાન મેળવતાં કોશેષના બળથી તે ગોળાને લગતી સંપૂર્ણતાની ટોંચે પુગે છે. આ વેળા તે ચાહે તો બીજા ગોળાપર જ્ઞાન લેવા માટે જઇ શકે છે, અને જો તેમ કરવું તેને પસંદ ન પડે તો કુદરતના મદદગાર તરીકે પોતાના ગોળાપર રહી શક્તિ પ્રમાણેની કુદરતના ધણીને મદદ આપે છે.

એમ કહેવામાં આવ્યું છે કે એવા સંપૂર્ણતાની ટોંચે પુગેલા જીવ આગળ સાત રસ્તાઓ ખુલ્લા થાય છે, જેમાંનો એક રસ્તો તે બીજા ગોળાઓપર જવાનો છે અને બીજા છ રસ્તાઓ તે કુદરતને જુદી જુદી રીતે મદદ કરવાને લગતા હોય છે, જે માર્ગો જીવ પોતાની શક્તિ, પવિત્રાઇ અને જ્ઞાનના પ્રમાણ પ્રમાણે પસંદ કરી શકે છે. આ જાતનું મનુષ્યનું બુલંદ ભવિષ્ય ફિલસુફીમાં ચિતારવામાં આવ્યું છે જે મનુષ્ય જીંદગીને શોભા આપનારૂં છે.

ફિલસુફીમાં આ સાત રસ્તાઓ નીચે પ્રમાણેના દેખાડવામાં આવ્યા છે.

૧. સંપૂર્ણતાની ટોંચે પુગેલો જીવ પ્રજાઓની કેળવણી અને ધર્મો માટે કામ કરી કુદરતના મદદગાર તરીકે પોતાનો ફાળો આપી શકે છે.
૨. પ્રજાઓને ઉછેરવા માટે દેશના વહીવટમાં પોતાનો ભાગ આપી શકે છે.
૩. મરણ પામેલા જીવોની રાહબરી કરવાને અને ઉપલી દુનિયાઓમાં મિનોઇ શરીરોમાં રહી કામ કરવાનું પસંદ કરે છે.
૪. દુનિયાનાં કોઇ પણ ભાગમાં જ્યાં મદદની જરૂર હોય ત્યાં આ ખાકી શરીર રાખી જગતના લોકને સારો રસ્તો દેખાડવા માટે સંતો યા સાધુ પુરૂષો તરીકે એકાંતવાસમાં જીંદગી ગુજારવાનું પસંદ કરે છે.

૫. આ પૃથ્વીનો ગોળો છોડી બીજા ગોળામાં આગળ વધવાનું મુકરર કરે છે.
૬. ફિરસ્તાઓના વર્ગમાં જવાનું ચાહે છે.
૭. જગતના કારોબારમાં ખુદાને અંગત મદદ કરવાને તેની મરજી પ્રમાણે જ્યાંબી જવાનુ હોય અને જેબી કામ કરવાનું હોય તે કરવાને હમેશ તત્પર રહેવાને આતુર બને છે.

એટલા માટે ફિલસુફીમાં જણાવ્યું છે કે જ્ઞાનનો છેડો હોતો નથી પણ ચાલુ વધારો થાય છે, અને એક જમાનાની શરૂઆતથી તેના છેડા સુધી પ્રજાઓના જીવો ચોક્કસ જાતના ગુણો, ખાસ્યેતો અને શક્તિઓ ખીલવે છે.

એક પ્રજાને શરૂઆતમાં જીંદગીની રાહબરી કરવાને માટે ચોક્કસ પ્રકારની ચાવીઓ તેના શિક્ષકો અને રાહબરો મારફતે મળે છે. આ ચાવીની મદદથી તે જમાનામાં જીવતી પ્રજાનો જાતિ ધર્મ અથવા લક્ષણ પીછાણી શકાય છે. પહેલી આર્યન પ્રજાને જીંદગીના માર્ગમાં દોરવવા માટે ફરજની મુખ્ય ચાવી મળી હતી. ગ્રીક પ્રજાનો વધારો કરવા માટે ખુબસુરતી, કળા, હુન્નર, ફિલસુફ એ જાતની ચાવીઓ મળી હતી. ઇરાની પ્રજા માટે અશોઇની મુખ્ય ચાવી આપવામાં આવી હતી, જેથી જરથોસ્તી ધર્મની મુખ્ય ચાવી એ શબ્દ થાય છે રોમન પ્રજા માટે કાયદો, નિયમ, વ્યવસ્થા તેની મુખ્ય ચાવી થઇ પડી હતી. અને આઇરીશ, વેલ્સ, ફ્રેન્ચ, ઈંગ્લીશ, ઇતાલ્યન, જર્મન એવીજ પશ્ચિમના મુલકોની પ્રજાઓ માટે પ્યાર અને દયાની ચાવીઓ જીંદગીના ઉદ્ધાર માટે બક્ષવામાં આવી છે. ભવિષ્યના જમાનાની પ્રજાઓ માટે કદાચ ભ્રાતૃભાવ અને જગતની સેવાની ચાવીઓ મળે એવો સંભવ લાગે છે, કારણ કે આ ચાલુ જમાનાની ભયાનક લડાઇના પરીણામે ભ્રાતૃભાવનો ગુણ લડાઇમાં જોડાયલી પ્રજાઓમાં ખીલે એ સંભવીત છે જેથી દુનિયાંની સેવા કરવાનું સહેલું થાય છે.

હાલનું વિદ્યાશાસ્ત્ર જણાવે છે કે રોશની, અવાજ અને રંગનું મૂળ જૂદી જૂદી સંખ્યાઓની ધ્રુજણીઓમાં હોય છે, જે ધ્રુજણીઓ એકથી અનેક અગણીત સંખ્યાઓની કુદરતમાં રહેલી હોય છે. આપણી શરીરની ઈંદ્રિઓની બનાવટ એવી હોય છે કે તેઓ ચોક્કસ પ્રકારની જૂદી જૂદી સંખ્યાની ધ્રુજણીઓને લેઇ શકે છે યા તેને પાછો વળનો જવાબ આપવાને શક્તિ ધરાવે છે એવી રીતે આંખો અને કાનો ચોક્કસ સંખ્યાની ધ્રુજણીઓને પોતાનામાં લેઇ શક્તિ હોવાને લીધે આપણે જોઇ અને

સાંભળી શકીયે છીયે. પૃથ્વિમાં "ઇથર" નામનું અદ્રશ્ય તત્વ વ્યાપી રહેલું હોવાને લીધે આપણે સૂર્યની રોશની મેળવી શકીયે છીયે, અને આ રોશની તે સૂર્યમાંથી બહાર પડતી જૂદી જૂદી સંખ્યાઓની ધ્રુજણીઓ છે જે પહેલાં દુનિયામાં નીચે આવવા અગાઉ "ઇથર" માં દાખલ થાય છે એ રીતે જો સૂર્યમાંથી રોશની ન મળે તો આ પૃથ્વિપર રહેવાનું બહુ મુશ્કેલ થઈ પડે, કારણ કે આપણે સઘળી ચીજો આંખેથી જોઈ શકીયે છીયે તે આ રોશનીને લીધે છે, તેટલા માટે તદન અંધારા ઓરડામાં મુકેલી ચીજો આપણે આંખો વડે જોઇ શકતા નથી.

હાલના વિદ્વાનો જણાવે છે કે અવાજમાં આકારો ઉત્પન્ન કરવાની શક્તિ છે અને અખતરા કરીને તે પૂરવાર કરી આપ્યું છે; તેથી આપણી ખાતરી થાય છે કે માણસ જાતના રાહબરોએ ધર્મો મારફતે બંદગીને માટે જે પવિત્ર કલામો આપ્યા છે, તેને યાદ કર્યાથી અને મોંઢે પઢવાથી મનુષ્યના જીવ પર તે અસર કરે તો તેમાં નવાઇ નથી, કારણકે આ મહાન નરો કુદરતના ભેદોથી વાકેફ હોવાને લીધે તેઓ રોશની, અવાજ, રંગ અને સંખ્યાઓને લગતી વિદ્યાઓમાં ઘણા કુશળ હોય છે. એમ કહેવામાં આવ્યું છે કે આખી કુદરતનો આધાર સંખ્યાઓ અને રંગો પર રચાયલો છે, તેટલા માટે સાધારણ મનુષ્યની નજરથી એ જ્ઞાન દાનાવ પુરૂષોએ છુપું રાખ્યું છે, કારણકે એ જ્ઞાનમાં જે માહીતગાર હોય છે તે કુદરત પર સત્તા ચલાવી શકે છે, તેથી આદમી જ્યારે ભલાઇમાં, અશોઇમાં અને નિતીમાં લાયક થાય છે ત્યારે કુદરત તરફથી તેને ગુહ્ય બાબદોનું આસ્તે આસ્તે જ્ઞાન મળે છે, જેથી તે જ્ઞાનના જોરે કોઇનું બુરૂં કરવાને લલચાતો નથી, કારણકે જ્ઞાન પણ આદમીના હાથમાં એક શકિતરૂપ હોય છે તો એના બળથી ચાહે તો તે ભલું યા બુરૂં કરી શકે છે.

જ્યાં કંઇપણ જાતનો દ્રશ્ય યા અદ્રશ્ય આકાર હોય ત્યાં તેને લગતો ચોક્કસ જાતનો રંગ પણ સાથે હોવો જોઇએ એવો નિયમ કુદરતમાં કામ કરે છે, તેથી બુરાઇથી ઉત્પન્ન થતા આકારોને બેડોળ અને બિયામણા કુદરતની ફ્રિલસુફીમાં દર્શાવ્યા છે, અને ભલાઇથી ઉત્પન્ન થતા આકારો સુંદર તેમજ શોભાયમાન તેજસ્વી રંગના જણાવ્યા છે. સાધારણ અનુભવ પરથી પણ માલમ પડે છે કે આદમી જ્યારે નાનાં બચ્ચાં તરીકે નીર્દોષ હોય છે, ત્યારે તેનો ચ્હેરો ચહાવા લાયકનો સોહામણો લાગે છે, પણ તેજ

બચ્ચું મોટું થઇ જીંદગીના ખરાબ માર્ગે પડે છે ત્યારે તેના રૂપમાં અને રંગમાં ફેર પડે છે. એ રીતે તપાસતાં માલમ પડે છે કે ધર્મમાં ફિરસ્તાઓને, અષો, ભલાં નરનારીઓના રવાનોને અને કુદરતની સારી હસ્તીઓને ચળકાતમંદ અને સુંદર રંગના ગણવામાં આવ્યાં છે તે વાસ્તવીક લાગે છે.

જરથોસ્તી ધર્મમાં જણાવ્યું છે કે અહુરમજદે પોતાના ડહાપણ, શક્તિ અને ભલાઇથી આ જગતને પેદા કરી છે. માણુસ તરીકે અહુરમજદનું રંગ રૂપ કલ્પવા માટે સુર્ય અથવા ખોરશેદને તેના બહાર દેખાતાં સોહામણા શરીર તરીકે ગણ્યો છે. વિદ્યાની નજરે જોતાં આ જગતનો મુખ્ય આધાર સુર્ય પર હોય છે, જો સુર્ય ન હોય તો આ જગત ટકી શકે નહિ. સુર્યનો રંગ તેજસ્વી, ચળકાતમંદ, સફેદ છે, જે દૂનિયાંને જૂદી જૂદી રીતે પોષણ આપે છે અને તેનું ભલું કરે છે. કેટલીક ફિલસુફીમાં આ જગતના બનાવનારને નુરમંદ, ચળકાતવાળી સફેદ રોશની તરીકે ચિતાર્યો છે, તેમજ બળતા આતશની પણ તેને ઉપમા આપવામાં આવી છે, અને સૃષ્ટિ રચનામાં તેને સૌથી પહેલો મુખ્ય પાયો તરીકે ગણવામાં આવ્યો છે. જેમ અહુરમજદ અદ્રશ્ય છે, તેમ આ દૂનિયાં ઉપરાંત જે બીજી ઉપલી દૂનિયાંઓ છે, તે પણ આપણી ખાકી આંખો માટે અદ્રશ્ય હોય છે, કે જે ઉપલી દૂનિયાંઓનો પદાર્થ આ પૃથ્વીના પદાર્થ સાથ સરખાવતાં સુક્ષ્મ હોય છે. આ સુક્ષ્મ પદાર્થ ચહડ ઉતર દરજ્જેનો હોય છે, અને ઘણી સંખ્યાની ધ્રુજણીઓ આ પૃથ્વીના ઘટ પદાર્થ કરતાં વધારે લેઇ શકે છે, અને જેમ પદાર્થ ઘટ થતો જાય છે, તેમ ઘણી મોટી સંખ્યાની ધ્રુજણીઓ પોતાનામાં લેવાનું તેનું બળ ઓછું થતું જાય છે, તેથી ઉપલી સુક્ષ્મ દૂનિયાંઓ અદ્રશ્ય હોય છે.

જરથોસ્તી ધર્મના શિક્ષણમાં એવી રીતે ચહડ ઉતર તબકાના બહેસ્તોનું વર્ણન કર્યું છે, જેવાંકે ગરોથમાન, ખુરશેદ પાયા, માહ પાયા, વગેરે ગરોથમાંનને ચહતો દરજ્જો મળ્યો છે અને તેને અહુરમજદની વધુ નજદીકનું ગણવામાં આવ્યું છે. જ્યાં સંપૂર્ણતાને પામેલા જીવોનું રહેઠાણ થાય છે. તેવી રીતે જૂદી જૂદી હાલત દર્શાવતાં દોજખોનું વર્ણન મળે છે, જ્યાં બૂરાં માણસોને તેઓનાં કર્તવ્ય પ્રમાણે દુઃખ દિલગીરીમાં વખત પસાર કરવો પડે છે.

કોઇ ફિલસુફીમાં જણાવ્યું છે કે બહેસ્ત અને દોજખ એ જગ્યાઓ નથી પણ એક જાતનો જીવ માટે ફેરફાર થાય છે અને મરણ બાદ જીવોને કાંણી

પ્રમાણે જે જાતની હાલતોમાંથી પસાર થવું પડે છે, તેનું અલંકારિક ચિત્ર માલમ પડે છે. આપણી પૃથ્વિના ગોળાને સાત વિભાગોમાં વહેંચ્યો છે, અને તેનાં નામો નીચે પ્રમાણેનાં જણાવ્યાં છે.

૧. આ નીચેની જણાતી ખાકી દુનિયાં.

૨. "ઇથર"ના પદાર્થથી બનેલી ઇથિરીક દુનિયાં.

૩. લાગણીઓ દર્શાવવા માટે લાગણીનું શરીર જે પદાર્થનું બનેલું છે, તે પદાર્થથી રચાયલી દુનિયાં.

૪. ખાકી હલકા વિચારો બહાર પાડતું મનનું નીચલું સ્વરૂપ જે પદાર્થનું થયેલું છે, તે પદાર્થથી ઘડાયલી દુનિયાં.

૫ પવિત્ર, સારા, ઉંડા વિચારો દેખાડનારૂં મનનું ઉપલું સ્વરૂપ જે તત્વનું બન્યું છે, વે તત્વથી બનેલી દુનિયાં.

૬. પ્રેરણા બુદ્ધિ અથવા અંતરજ્ઞાનનું શરીર જે તત્વનું બનેલું છે. તે પદાર્થથી રચાયલી દુનિયાં.

૭. રૂવષી અથવા આત્મા જે પદાર્થથી બન્યો છે, તે પદાર્થની બનેલી દુનિયાં.

આ એક ગોળાના સાત વિભાગો છે, અને મનુષ્યના શરીરના સાત વિભાગો જે આગળ જણાવ્યા છે તેની સાથે મળતા આવે છે, કારણકે જેમ આ દેખાતી નીચેની દુનિયાંમાં કામ કરવા માટે આ બહાર જણાતા ખાકી શરીરની ગરજ પડે છે, તેમ ઉપલી કોઇપણ દુનિયાંમાં ફરવા યા કામ કરવા માટે તેને મળતાં આવતાં શરીરની જરૂર પડે છે. દાખલા તરીકે લાગણીની દુનિયાંમાં કામ કરવા માટે લાગણીના શરીરની જરૂર પડે છે, એવી રીતે બીજી દુનિયાંઓમાં તેને લગતાં શરીરો મારફતે મુસાફરી થઇ શકે છે. એમ જણાવવામાં આવે છે કે હરરોજ આદમીનો જીવ આ ઉપલી દુનિયાંઓમાં જ્યારે તે ઉંઘાય છે ત્યારે જઇ શકે છે, કારણકે આ સાતે શરીરો બહાર જણાતાં ખાકી શરીરના અણુઓમાં એક એકમાં ભેરવાઇને રહેલાં હોય છે, જેથી જ્યારે આ દેખાતું શરીર આરામ લે છે, ત્યારે જીવને ઉપલી દુનિયાંઓમાં મુસાફરી કરવી સહેલી થાય છે. કોઇ વેળા આ ફિલસુફીની સાબેતી સ્વપનામાં જોયલા દેખાવો, તેમાં મળેલો બોધ એવી રીતે માણસ કદાચ મેળવી શકે છે, જેથી તેના જીવને ઉપલી દુનિયાંઓ માટે ખાત્રી થાય છે.

સૂર્ય મંડળના સાત ગોળાઓમાં આપણી પૃથ્વીનો ગોળો ચોથો ગણેલો છે, અને તેને મધ્યમાં લીધેલો છે. જગતને મનુષ્ય સાથે સંબંધ છે, અને માણસને જગત સાથે જોડાણ થયેલું છે તેનું કારણ એ છે કે મનુષ્યના

સાત વિભાગો જે પદાર્થના ઘડાયેલા છે, તેને મળતાં આવતાં તત્વોના પૃથ્વીના ગોળાના સાત વિભાગો બનેલા છે, તેથી તેઓ સાથે આદમી સંબંધ જોડી શકે છે અને તેઓને મળતાં આવતાં જુદાં જુદાં શરીરો મારફતે ત્યાંનું જ્ઞાન લેઇ શકે છે. આ દેખાતી ખાકી દુનિયાંને ઉપલી દુનિયાંઓનો પડછાયો ગણ્યો છે, અને કેટલીક ફિલસુફીમાં આ પડછાયા રૂપી દુનિયાંને માયા સમાન લેખી છે, કારણકે તે નાશને આધીન હોવાથી ત્યાંની દરેક ચીજો ક્ષણભંગુર અને ખાકી ગણી છે. તેટલા માટે આપણે આ ઠેકાણે એક જાણીતી કહેવત યાદ કરશું જે નીચે પ્રમાણે છેઃ— “as above so below.” તે મનુષ્યને યાદ આપવા માટે રચેલી લાગે છે કે જીંદગી દરમ્યાન તે ભૂલી ન જાય કે તે માત્ર આ પૃથ્વી પર એક મુસાફર માફક આવ્યો છે, કે જે પૃથ્વી ઉપલી દુનિયાંના પડછાયા તરીકે મહા પુરૂષોએ ધારી છે.

આપણી પૃથ્વીના ગોળા માટે જણાવ્યું છે કે તે એક રણક્ષેત્ર જેવો છે, કારણકે આ દુનિયામાં માણસને બે વિરૂદ્ધ શક્તિઓ સામે લડવું પડે છે, જે ભલાઇ અને બૂરાઇને લગતી શક્તિઓ છે, અને આદમી તરીકે બુરાઈ પર તે ફતેહ મેળવે તે માટે અહુરમજદે તેને અંતઃકરણ, ખરૂં ખોટું પિછાણવાની શક્તિ, વિચારવાની અને તર્ક બાંધવાની શક્તિ અને મરજીનું છૂટાપણું બક્ષ્યું છે.

મનુષ્યમાં આપબળ અને હુશિયારી આવે તે માટે તેને ધર્મ, વિદ્યા હુન્નર અને ફિલસુફીનું જ્ઞાન લેવાને સૂચવ્યું છે.

ધર્મ અભ્યાસ આદમીને દુઃખની વખતે ધીરજ આપે છે, સર્વે બનાવો તેની મરજી પ્રમાણેના થાય એવું તે ઇચ્છતો નથી, પણ ખુદાની મરજી સાથે પોતાની ઇચ્છાઓને તે એક કરતાં શીખે છે, બૂરાઈની સામે થવાનું તે જોર મેળવે છે, અને સચ્ચાઇને વળગી રહેવાને તેને ઉતેજન મળે છે. જગતમાં ઇનસાફનો કાયદો ચાલે છે, અને કરણીના કાયદા પ્રમાણે તે સુખ દુખ હાંસલ કરે છે, તેટલા માટે કુદરતમાં તે વિશ્વાસની નજરે જોય છે. જૂદી જૂદી ધાર્મીક ક્રિયાઓનું તે જ્ઞાન લે છે, પોતાની જીંદગીમાં ફેરફાર લાવવાને શક્તિવાન થાય છે, અને જો તે સારાંને માટે હોય છે તો તેની જીંદગી વધુ સારી અને પવિત્ર થતી જાય છે, અને છેલ્લે તેનો ખાત્રી થાય છે કે જગતમાં ભલાઇ હમેશ બૂરાઇ પર ફાવે છે.

વિદ્યા હુન્નર ગ્રહણ કર્યાથી માણસ ચંચલ મનનું અને કુદરતને પિછા-ણવા માટે અવલોકન કરવાની શક્તિ મેળવી શકે છે. કુદરતનાં જૂદાં જૂદાં તત્વો પર કાબુ ધરાવે છે, તેઓને મનુષ્યના ખપમાં લેવા માટેના ઉપાયો દેખડાવે છે. જીંદગીના સુધારા વધારા માટેની યોજનાઓ રચી શકે છે. મનુષ્યથી ઉતરતે દરજ્જેના બીજા વર્ગો પર સત્તા ચલાવી શકે છે, અને સુખ માટેની માણસની ઇચ્છાઓને તૃપ્ત કરે છે.

ફિલસુફીથી માણસ કુદરત સાથે તેનો શું સંબંધ જોડાયલો છે, દુનિયાંમાં તેની જગ્યા ક્યાં છે, તેની સાથે તેને શું જોડાણ છે તે જાણી શકે છે. તેની જીંદગીની શું ફરજો છે અને કુદરતના બીજા ભાગો સાથે તે કેવી ફરજથી બંધાયલો છે, સર્વે હસ્તીની ઐક્યતા શામાં છે, તેની સાથે તેનું કર્મ કેવી રીતે સંબંધ ધરાવે છે તે બાબદનું જ્ઞાન લેઇ શકે છે. જીંદગીનું ભવિષ્ય કેવા પ્રકારનું છે અને તેની શરૂઆત અને છેડો શામાં છે, તથા કુદરતના ધણી સાથે તે કેવી રીતે એક થઇ શકે તે માટેની સમજ મેળવી શકે છે.

જરથોસ્તી ધર્મમાં જણાવ્યું છે કે માણસ મિનોઇ અને ખાકી એવાં બે તત્વોનું બનેલું છે. આ બહારનું દેખાતું શરીર ખાકી છે અને રવાન તથા ફ્રવશી અવિનાશી છે. મિનોઇ તત્વો જીવતી વેળા મનુષ્ય પર અસર કરી શકે છે, અને શરીરના મરણ બાદ તેનેથી છુટાં થઇ, રવાન તથા ફ્રવશી તરીકે ઉપલી દુનિયાંઓમાં જીંદગી ગુજારે છે. રવાન એ ફ્રવશીનો આડતિયો છે અને તેની મારફતે ફ્રવશી અનુભવ લે છે, જ્યારે રવાન આ ખાકી શરીર અને મન મારફતે જ્ઞાન તથા અનુભવ લેઈ શકે છે.

સૌથી પહેલાં અહુરમજ્દે કુલ પૈદાયશની ફ્રવશીઓને બનાવી જેઓને અહુરમજ્દના મનમાંથી બહાર પડતા વિચારોની ઉપમા ફિલસુફીમાં આપ-વામાં આવી છે. તેઓ અમર છે અને અહુરમજ્દની ખાસ્યેત તથા ગુણો ધરાવે છે. કારણકે તેઓ તેના બળવાન મનના વિચાર–આકારો છે. જીવ જ્યારે નીચલી દુનિયાંમાં સદગુણી જીંદગી ગુજારે છે ત્યારે રવાન તથા ફ્રવશીનું આગળ વધવું થાય છે, તેઓ જોરાવર, ચળકાતમંદ અને પુર ભાનવાલાં થાય છે, જેથી, કુદરતના કારોબારમાં મદદ આપી શકે તેવા દરજ્જા પર પુગી શકે છે. મનુષ્યનાં ભલાં કામો ડહાપણથી થાય છે, અને બુરાં કામોનું મૂળ કમઅક્કલ તથા અજ્ઞાનતા હોય છે, તેથી ભલાઇના રસ્તાને પકડી રાખવો અને બુરાઇ તજી ડહાપણ મેળવવું એવો બોધ ધર્મ શિક્ષણમાં આપવામાં આવ્યો છે.

જીદગીનો ઉધ્ધાર કુદરતનો કોઇ પ્રતિનિધિ આવી એકદમ કરી શકતો નથી, પણ તેનો બચાવ માત્ર મનુષ્યનાં કાર્યો, તેના ગુણ દોષો, અને સુધારા વધારા માટે કરેલી કોશેશો પર આધાર રાખે છે. જે પોતાને મદદ કરે છે તેને ખુદા પણ સહાય થાય છે, તેટલા માટે કેળવણીની જીવને અગત પડે છે અને એક ભલું કામ તથા કોઇને સારી બાબદોનું જ્ઞાન આપવું એ એક બંદગી કર્યા બરોબર હોય છે, કારણકે સઘળા જીવો માટે તે સાહેબ કાળજી ધરાવે છે, તેથી જે માણસ કોઇને વખતસરની મદદ પહોંચાડે છે તે કુદરતને મદદકર્તા ગણાય છે.

જરથોસ્તી ધર્મ શિક્ષણમાં સુધડાઇ, સ્વચ્છતા માટે ચોક્કસ નિયમો દેખડાવ્યા છે, અને આરોગ્યતા તથા સુખ શાન્તીના કાયદાઓની તારીફ હાલના જમાનામાં પણ જાહેર વિદ્વાનો તરફથી થાય છે. બેવફાઇ, નિમકહરામી અને વચનના ભંગને સખ્ત રીતે વખોડી કાઢવામાં આવ્યું છે અને જીંદગીપર તે માઠી અસર કરે છે. વાજબી અને ઘટતા ઉપાયોથી દરેક જણને પોતાની કમાઇના સાધનો તૈયાર કરવાને ફરમાન આપ્યું છે, જેથી દરિદ્રાવસ્થામાં જીવને બાંઓ વખત રહેવું ન પડે અને તેની જીંદગી કોઇને માટે બોજારૂપ થઇ ન પડે તેટલા માટે ઉદયોગી મહેનતુ જીંદગીને વખાણી છે. શકિતવાળા લોકે જાહેર અને ખાનગી ઉદારતામાં ભાગ આપવો અને તંગીમાં આવી પડેલાં ભલાં લોકોને બચાવવાનું કામ ખાસ પ્રશંસાને પાત્ર ગણ્યું છે. ઘેરધણી માટે અશો અને ભલા પુરૂષોની પરોણાગતને સ્વીકારી છે. અને જાણી જોઇને જીંદગીની ખરાબી કરવા માટે મનુષ્યને ઠપકાને પાત્ર લેખવામાં આવ્યું છે. જીંદગીની દરેક બાબતમાં મધ્યમપણું સાચવવાને આગ્રહ કર્યો છે, જેથી જીંદગી ખરાબે અઠડી તેનો કવખતનો નાશ થઇ શકતો નથી.

અશો જરથુસ્તને અહુરમજદના એક સાચા મિત્ર તરીકે ગણ્યા છે. કારણ કે તેવણે જીંદગીનું સર્વસ્વ અહુરમજદને અર્પણ કર્યું હતું અને તન, મન, ધનથી તેની સેવા કરવાને તેવણ આતુર હતા. વફાદારીથી આ મિત્રતાને તેવણે છેલ્લી ઘડી સુધી પોતના ભલા વિચારો, વચનો અને કામોથી જાળવી રાખી અને સર્વે લોકોને દેખડાવ્યું કે કુદરતના ધણીને અષોઇ, ભલાઇ અને ઉત્તમ પ્રકારની સારી જીદગીથી એક માણસ પીછાણી શકે છે. તેવણને અહુરમજદમાં સંપૂર્ણ વિશ્વાસ હતો, અને મુશ્કેલ વખતમાં શુદ્ધ જીગરથી કરેલી બંદગી મારફને મદદ મેળવવાને ફતેહમંદ

થતા હતા. એવી રીતે તેવણે કુદરતના અને જીંદગીના ઘણા ભેદો જાણ્યા અને આદમીના ભલાં માટે તે જ્ઞાનને વખત તથા સંજોગો પ્રમાણે જાહેરમાં લાવવાની કોશીશ કીધી, જેનું શુભ પરિણામ તેવનના ધર્મના ફેલાવામાં આવ્યું હતું.

પોતાની જીંદગીનો જીવતો દાખલો તેવણે લોકોની નજર સનમુખ ધર્યો, જેથી તેઓને ભલી જીંદગી ગુજારવાની ઉલટ થાયે, અને આફતો આવવા છતાં જીંદગીના ભલા રસ્તાને તજ્યો નહિ: એ તેવનની શકિત, સારા ગુણો, અને લાયકાતોની ખુબી હતી જેથી તેવન જીંદગીના ભલા માર્ગમાં ઓરતવાર ઉભા રહી શકયા હતા.

ગેરકાયદેસરના વાંધા ભરી બૂરી જીંદગી માણસને નુકસાન કરે છે. અને બૂરાઇના દેવો જયારે તેને લલચાવે ત્યારે સંભાળીને રહેવા માટે ફરમાવ્યું છે, કારણ કે જુદી જુદી રીતે માણસ બુરાઇને વશ થઇ શકે છે, તેથી તરેહવાર જાતના દુર્ગુણોને દરૂજો યાને દેવોની ઉપમા આપી છે.

ધર્મના ઉપાસકો યાને બ્રાહ્મણ વર્ગ માટે આળસાઇ, બેદરકારી, ઢોંગ, ધર્મમાં અવિશ્વાસ અને લોભ તેના દુશ્મનો તરીકે છે. લડવૈયાઓ માટે મગરૂરી, જુલમ, ઘાતકીપણું, અમર્યાદા, કીનો, અને કુસંપ નુકસાન કર્તા હોય છે. અપ્રમાણીકપણું, જૂઠાઇ, દગો, અદેખાઇ, ચોરી, લાલચને વશ થવું એ સર્વે વેપારી વર્ગ માટે શત્રુઓ હોય છે. ખેડુત અને કારીગર લોકને માટે નતાબેદારી, સુસ્તી, ગુસ્સો, નીંદા, અસ્વચ્છતા, વ્યભિચારીપણું, ખુન એ સર્વે જીંદગીને જોખમમાં લાવનારા દુશ્મનો ગણ્યા છે.

ખેડુત અને કારીગર લોકો માણસાઇ જીંદગીને નીભાવનારા અને શહેરની દોલતમાં વધારો કરનારા છે. પ્રજાની જીંદગીમાં કાયદો અને વ્યવસ્થા લાવનારા લડવૈયાઓ હોય છે, જેઓ દેશને બચાવે છે તેનું રક્ષણ કરે છે તેથી તેઓ માણસાઇ જીંદગીને બચાવનારા હોય છે. ધર્મના ઉપાસકો કેળવણીમાં અને ધર્મ શીખાડવામાં મદદ કરે છે, જીંદગીની નેમો અને છેવટનું ભવિષ્ય દેખડાવે છે, રવાનના વધારા માટે તાલીમ આપે છે, ભલી જીંદગીનો ફાયદો અને તેનો બદલો જીંદગીમાં કેવી રીતે મળે છે તેનું શિક્ષણ આપે છે. જેથી તેઓ આદમીને જીંદગીની છેવટની બુલંદીનો રસ્તો દેખડાવનારા હોય છે. આ રીતની ગોઠવણથી મનુષ્યના જૂદા જૂદા સ્વભાવ કામમાં આવી શકે છે, અને કુદરતના કારખાનામાં સૌ પોતાને લાયકનો ફાળો આપવાને સામર્થવાન થાય છે.

મહાપુરૂષ જરથુસ્ત્રે પોતાની જીંદગીના ત્રણ સફાઓ આદમીની નજર સનમુખ ખુલ્લા કર્યા છે. એથી તેવનનું નામ અને ફિલસુફી સદા કાળને માટે અમર રહ્યાં છે. એક દાનાવ ફિલસુફ તરીકે તેવણે જીંદગીની ફિલસુફી જાહેર કરી, કવિતા રૂપે આદમીના મનના અને રવાનના ખોરાક તરીકે આ દુનિયાંને બક્ષી છે. કુદરતના કાયદાઓ અને માણસની જીંદગીના નિયમો પોતાના ધર્મ શિક્ષણો મારફતે બાહેર લાવી મનુષ્યને જ્ઞાન અને અનુભવનો હમેશનો ફાયદો કર્યો છે, જેથી તેઓ એક ફિલસુફ, કવિ અને મહાન પેગમ્બર તરીકે જગતમાં મશહુર થયા છે

અગાઉના મહાન નરો જણાવે છે કે માણુસ સુખની શોધમાં જીંદગીના ત્રણ રસ્તાઓમાંના એકને લે છે, અને તે પ્રમાણે પોતાની જીંદગીને ઘડે છે. આ ત્રણ રસ્તાઓ તે જ્ઞાન, કર્મ અને ભક્તિ માર્ગો છે. અશો જર-થુસ્ત્રની જીંદગીમાં આ ત્રણ માર્ગોની સંપૂર્ણતા જણાય છે તેની ઉંડી ફિલ-સુફી તેવનનાં બહોળાં જ્ઞાનની ગવાહી આપે છે, ધર્મ ફેલાવવાની શક્તિ, તે માટે ઉઠાવેલી રંજ, તેવનની ધીરજ અને દુઃખ ખમવાની શક્તિ, મુશ્કેલ વખતમાં ખુશમીજાજ અને કુદરતમાં સંપૂર્ણ વિશ્વાસ, તેવનના બળવાન કામોનો પુરાવો આપે છે. તેવનની જીંદગીનું બળ, સારી જીંદગીની અર્પણતા, પ્રમાણીક, ભલી નેમો અને કુદરતના ભલા કાયદામાં માન્યતા આદમીને તેવનની ખુદા તરફની ભક્તિ શીખાડે છે. તેવનની અષોઇ, જ્ઞાન અને ભલાઇને માટે એક ઘણો બુલંદ દરજ્જો તેવનને આપવામાં આવ્યો છે. ગેતી દુનિયાંના યા આ દેખાતી ખાકી પૃથ્વીના મિનોઇ યજદ યા સરદારનો ઓધ્ધો કુદરતે તેવનને અર્પણ કરેલો જણાવ્યો છે, જે મહાન માન કદાચજ એક મનુષ્યને તેની ઉત્તમતાને લીધે મળે છે.

જરથોસ્તી ધર્મમાં કુદરતના ધણીને ત્રણ સ્વરૂપે દર્શાવ્યો છે. તે હસ્તીને પેદા કરનાર તરીકે દ્રશ્ય અને અદ્રશ્ય પેદાયશનું મૂળ છે. હસ્તીને નીભાવ-નાર તરીકે તે આ જગતનું પોષણ કરે છે અને હમેશાં તેને ટકાવી રાખે છે આખા વિશ્વના ધણી તરીકે તેની સત્તા ચાલી શકે છે અને પોતાના બળના જોરે હસ્તીમાં જૂદા જૂદા આકારો ઉત્પન્ન કરી શકે છે, તેમજ તેનો નાશ કરે છે અથવા એક આકારમાંથી બીજા આકારનું રૂપ ફેરવી શકે છે. એ રીતે તે પેદા કરનાર, નીભાવનાર અને રૂપો ફેરવનાર તરીકે ગણાયલો છે. આ ત્રણ સ્વરૂપો મનુષ્યમાં પણ જણાય છે, કારણકે તેનું મૂળ

ખુદામાં હોવાથી તેના ગુણો પ્રગટ કરવાને શક્તિ ધરાવે છે. મનુષ્યના જુદા જુદા વિદ્યા હુન્નરો તેનામાં પેદા કરવાની શક્તિ છે તેની ખાત્રી આપે છે; પોતાની મરજીથી તે ચાહે તેવો ફેરફાર સંજોગોમાં લાવી શકે છે, કુદરતના નીચલા વર્ગોમાં પોતાની મરજી વાપરી શકે છે, જેથી તેમાં સુધારો અથવા બગાડો કરે છે, એવી અનેક રીતનો ફેરફાર જીંદગીમાં લાવવાને શક્તિ ધરાવે છે, તેથી જીંદગીનું રૂપ બદલનાર તરીકે તેને કહી શકાય છે. આદમી પોતાનો કુટુંબ કબીલો વધારી શકે છે, તેની પર હકુમત ચલાવે છે, તેથી તે પોતાના ઘરનો રાજા યા ધણી ગણાય છે, અને તેનો નીભાવ કરવાનું તેને માટે સરજાયલું હોય છે. ઉત્પન્ન કરનાર તરીકે માણસ મનની શક્તિઓને બહાર પ્રગટ કરે છે; નીભાવનાર તરીકે સર્વે સારો ચીજો અને ગુણોનો સંગ્રહ કરવાને દોરવાય છે, જેથી સંપૂર્ણતા મેળવવામાં સવલતા થાય છે; અને રૂપ બદલનાર તરીકે માણુસ પોતાની જીંદગીનો માર્ગ આડો યા સીધો કરી શકે છે અને સારી યા નઠારી ગતી જીંદગીને આપી શકે છે.

## ભવિષ્યના ઉદ્‌ગારો.

માણુસ જન્મ લેઇ કેવી રીતે જુદી જુદી ઇચ્છાઓમાં સપડાય છે, અને આયદે જયારે તે દુઃખી થાય છે ત્યારે તેનામાં તે કોણ છે, કયાંથી આવ્યો છે, તેનું શું કામ છે, એ સઘળું જાણવાની ખાહેશ પેદા થાય છે; મનુષ્ય જાતનાં રાહબરો કોણ છે, ધર્મના સિદ્ધાંતોમાં શું ભેદ છે, એ સર્વે જાતની સચ્ચાઇઓ શોધવાને માટે તેનો જીવ તલપે છે જેમ આફ્રીકા ખંડ એક વખતમાં એકદમ શોધી કાઢવામાં આવ્યો ન હતો, તેમ મનુષ્યના જીવની નજર આગલ ધીમે ધીમે કુદરતની સચ્ચાઇઓનો પડદો ખુલ્લો થાય છે. સર્વેથી પહેલાં તે જાણે છે કે બધી જીંદગી એક મૂળમાંથી પેદા થઇ છે, અને દરેક ધર્મોનું મૂળ ખુદામાં સમાયલું છે. માટે બહારના આકારો તરફ ન જોતાં ધર્મોમાં સમાયલી સચ્ચાઇઓને પિછાણવી જોઇએ. જૂના જમાનામાં પાઇથાગોરાસે મનુષ્યને કેળવવાને માટે ગણીત વિદ્યાને આધારે જગતના ધણીની હસ્તી પુરવાર કરવાને કોશેશ કરી હતી. હિંદુ અને ક્રિશચ્યન ધર્મો દયા તથા પ્યારનાં પાઠો શીખાડે છે, જરથોસ્તી ધર્મ ફરજ બજા લાવવાનો ધડો આપે છે ઇસ્લામી ધર્મ તાબેદારી શીખાડે છે અને બુધીઝમ મનુષ્યના મનને દુનિયાના ફેરફારો તરફથી દૂર કરી નીર્વાણ તરફ મન લગાડવાને શીખવે છે. એવી અનેક રીતે મનુષ્ય માટે આગલ વધવાને સારૂ રસ્તો તૈયાર કરવામાં આવે છે તે છતાં આપણે દુનિયામાં દુઃખ, કુસંપ, લડાઇ એવું જોઇએ છીએ, તેનું કારણ એ છે કે

માણસ ધર્મમાં જે ખરૂં રહસ્ય રહેલું છે તેના સંબંધમાં આવી નથી શકતો, પણ માત્ર બહારનાં ખોખાંને તે જોઇ શકે છે અને તેને વળગી રહે છે.

હાલના વખતમાં પુરાતન કાળના શિક્ષણોમાં માણસનાં જીવો કેળવણી લે છે, કુદરત મનુષ્યના જીવને બહારની દૂનિયાંને જોતાં શીખાડે છે, બીજાને ઉપયોગી થવાના અનેક રસ્તાઓ તેની આગળ ખુલ્લા કરે છે. હિંદુ ધર્મના રક્ષકોએ ફરમાન આપ્યું હતું કે આદમીએ ખરાં કામોને ચહાવાં અને સાચાં કામો કરવાને કોષેશ કરવી. અષો જરથુસ્ત્રે શિક્ષણ આપ્યું છે કે બીજાનું ભલું કરજો અને ઉપયોગી જીંદગી ગુજારજો. ક્રાઇસ્ટે કહ્યું છે કે તમારી આજુ-બાજુનાં માણસોને ચહાજો અને મોટા દીલનાં તથા સખી થજો. હાલના વખતમાં એ સર્વે શિક્ષણોમાં માણસ જાતને કેળવણી મળતી હોય એમ જણાય છે, અને અસંખ્ય માણસોમાં ખુદાને ઓળખવાને અને તેઓ તરફ અનેક પ્રકારની ફરજો બજા લાવવાને ધડો મળે છે. દુઃખથી માણસનો ખરો જાતિ સ્વભાવ ખીલે છે, તેને માણસનાં ભલાંને માટે કામ કરવાની હિંમત આવે છે, અને ધર્મ, ફિલસુફી તથા કુદરતના ભેદોનો અભ્યાસ કરવાનું મન થાય છે. જીંદગીનો નિર્વાહ કરવાને અને માણસને ઉપયોગી થવાને વાસ્તે તે વિદ્યા હુન્નર જાણવાની કોષેશ કરે છે, અને તેની જીંદગીની જંજાળો તથા મુશ્કેલીઓ તેના જીવમાં રહેલી શક્તિઓને ખીલવી બહાર લાવે છે.

એ માટે હાલના જમાનાનો મુદ્રા લેખ સેવા કરવી, ફરજ બજાવવી, ઉપયોગી થવું, સારાં કામો કરવાં એમ થાય છે, અને એ રીતે કુદરતને પિછાણવાની તકો મનુષ્યને મળે છે.

માણસના સ્વભાવના મુખ્ય ત્રણ ભાગો થાય છે. આ ત્રણ ભાગોમાં શરીર, લાગણી અને મનની હોશિયારીના ભાનને લગતા પ્રકારો રહેલા છે. દરેક જણમાં આ ત્રણે જાતના સ્વભાવો રહેલા છે, પણ મુખ્ય કરી જીંદગી દરમ્યાન એક પ્રકારનો સ્વભાવ વધુ પ્રમાણમાં બહાર આવે છે અને બીજા બે પ્રકારો થોડા પ્રમાણમાં જાહેર થાય છે.

મનુષ્યને જીંદગીના હકો અને છૂટાપણું ભોગવવાને વાસ્તે સારી જાતની કળવણીની જરૂર પડે છે, અને મનુષ્યના સ્વભાવના આ ત્રણે પ્રકારોને કેળવણીમાં જો ઉપયોગમાં લેવામાં આવે તો એક પ્રજા ધીમે ધીમે ચઢતા તબક્કા ઉપર આવે છે. લાગણીને લગતો સ્વભાવ ખીલવ્યાથી કામ કરવાનો ઉત્સાહ, એકબીજા તરફ મિત્રાચારી અને ભાતૃભાવનો વધારો થાય છે. મનને લગતો

સ્વભાવ ખીલવ્યાથી વિદ્યા હુન્નરને લગતી શોધો અને જૂદી જૂદી બાબદોનો વિચાર કરવાની શક્તિ આવે છે, પણ શરીરમાં રહેલી શક્તિ વિચારોને કામે લગાડી શકે છે, તેથી શરીરને લગતી ખીલવણીની જરૂર પડે છે. મનુષ્ય જીંદગી નર અને નારી એમ બે જાતિમાં વહેંચાયલી છે, તે માટે જાતિને લગતા સવાલને તપાસવો જોઇએ. જાતિને વ રનેની સમજણ નહિ મેળવ્યાથી જીંદગીમાં અડચણો અને મુશ્કેલીઓ પેદા થાય છે. કુદરતે બેઉ જાતિને માટે આ દુનિયામાં જગા કરી છે અને અનેક જાતની જૂદી જૂદી ફરજો તેઓને બજા લાવવાની હોય છે.

માણસ જાતની ત્રણ ભાગમાં વહેંચણી થાય છે, મરદ, ઓરત અને બચ્ચું અથવા બાળક. મરદને પેદા કરનાર તરીકે ગણવામાં આવે છે ઓરત જીંદગીની સંભાળ લેનાર અથવા જાળવણી કરનાર છે અને બાળક વસ્તીનો વધારો કરનાર અથવા ફરી પેદા કરનાર તરીકે લેખાય છે.

જાહેર જીંદગીમાં મરદ જાત સત્તા ચલાવે છે, પણ જ્યાંસુધી પુરૂષ વર્ગ સાથે સ્ત્રી જાતિ જાહેર જીંદગીનાં કામોમાં ભાગ લેશે નહિ ત્યાંસુધી આ ભારત દેશની ઉન્નતિ થવામાં વિલંબ થશે, તેટલા માટે સ્ત્રી જાતિએ પુરૂષવર્ગ સાથે અનેક પ્રકારનાં શિક્ષણો તથા કેળવણી લેવાની જરૂર છે.

પુરૂષોએ જાતિને લગતી પવિત્રાઇ અને તેની શ્રેષ્ટતા સમજવી જોઇએ. એ માટે મનના વિચારો શુદ્ધ થવા જોઇએ. અને જાતિને માત્ર શરીરની દ્રષ્ટિથી ન જોતાં તેની મોતબરી અને તેના ભેદોના ગુણદોષો તપાસ્યાથી જુવાન માણસોમાં જાતિને લગતા પવિત્ર વિચારો ખીલે છે, અને તેઓના મનનાં વિચારો શરીર તરફ ન ખેંચાતાં જાતિનુ ઉમદાપણું જોતાં શીખે છે. છોકરાંઓને કેળવણી આપતી વેળા એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે તેઓ નાના શરીરોમાં જીવો અથવા રવાનો છે, અને ઘણી વેળા તેઓએ આ જગતમાં મુસાફરી કરી છે તેથી તેઓએ અનેક પ્રકારની જૂદી જૂદી શક્તિઓ અને ગુણો મેળવેલા હોય છે.

હિન્દ દેશની ગરીબી અને કેળવણી લેવાનાં અનેક જાતનાં સાધનો દેશમાં ઓછાં હોવાને લીધે જુવાન માણસોનું ભવિષ્ય ઘણે પ્રકારે દિલગીરીનાં વાદળાથી ઢંકાઇ જાય છે. ગરીબ માણસને છોકરાંઓને કેળવણી આપવાનું બહુ મુસ્કેલ થઇ પડે છે, કારણકે દહાડે દહાડે કેળવણી મોંઘી થતી જાય છે,

અને જૂદી જૂદી બાબદોની કેળવણીનાં મીઠાં ફળો ચાખવાને તેઓ બેનસીબ રહે છે, તે માટે એક દેશની પ્રજામાં મુફ્ત કેળવણીનો ફેલાવો કરવાની હમેશાં જરૂર જણાય છે.

આ ભરતખંડનો ભુતકાળનો ઇતિહાસ તેની જાહોજલાલી અને પ્રજાની અનેક પ્રકારની હોશિયારી તથા તેની શ્રેષ્ટતા માટે મશહુર હતો, પણ હાલના જમાનાનાં ઇતિહાસમાં તે માટે જણાવવામાં આવતું નથી, તેથી જુવાન માણસો દેશના ભવિષ્ય માટે શંકાની નજરથી જુએ છે. દુનિયાંની બીજી નવી પ્રજાઓની ચઢતી હાલત સાથે જ્યારે તેઓ પોતાની હાલતની સરખામણી કરે છે ત્યારે તેઓ નાસીપાસ થાય છે. અને દેશના ચઢતી હાલત પાછી લાવવાને સારૂ તેઓ અનેક પ્રકારનાં જૂદાં જૂદાં શિક્ષણો લેવાને આરજુ દેખાડે છે. જુવાન વયેનાં માણસો પોતાના દેસ તરફ વખાણના નજરથી જોતાં શીખે તે સારૂ તેઓ ભુલાઇ ગયેલો ભુતકાળનો ઇતિહાસ પાછો સજીવન કરવાને ઇંતેજાર થાય છે, જેથી માણસો પોતાના દેશ તરફ વખાણની નજરથી જોતાં શીખે છે.

માણસ ગરીબીથી ડરી ન જતાં જ્યારે મક્કમ અને આગળ વધવાની કોષેશ કરે છે, ત્યારે તેને મુશ્કેલીઓની સામે થવાને, દુઃખ વેઠવાને અને કઢંગા સંજોગોમાં પણ સાબુત કદમે આગળ વધવાને આવડે છે. દુઃખ દિલગીરીના વખતમાં માણસના જીવનું ખરૂં જોર બહાર પ્રગટે છે, તેના જીવના ગુણો તથા શક્તિઓ જોર પકડે છે, અને જીંદગીની મુશ્કેલીઓ સામે ટક્કર ઝીલવાને તેને આવડે છે. જુવાન વયે હીંમત રાખી સારા ગુણો અને આદતો ગ્રહણ કર્યાથી દેશના ઘણી જાતના લાભો જુવાન માણસો સાચવવાને ભાગ્યવંત થાય છે. એ માટે જુવાન માણસોએ અનેક રીતે પોતાને કેળવવાં જોઇએ અને તેઓ દેશનો આગળ વધારો કરવાના માર્ગમાં પોતાનો ઉત્તમ ફાળો આપવાને સામર્થવાન થશે. આ કીર્તીવંત ટોંચે પુગવાને ઉત્સાહ, ધીરજ, ખંત, મહેનત, કેળવણી અને સહનશીલતાની જરૂર છે, અને આ હરીફાઇના જમાનામાં બીજી પ્રજાઓ સાથે હિંદ દેશની પ્રજા પણ વાજબી હકો ભોગવવાને અને છૂટાપણું મેળવવાને આશા રાખે છે

માણસ ઘણી વેળા પોતાની મુશ્કેલીઓ પોતાને હાથે ઉત્પન્ન કરે છે અને ખલી નકામા ખ્યાલોથી કલ્પનાઓ કરે છે, જે ખોટી કલ્પનાઓ તેના આગલ વધવાના માર્ગમાં અડચણો નાવે છે. એક નદી ઓળંગી જવાને સારૂ પુલની જરૂર પડે છે, પણ સપાટ મેદાન પસાર કરવાને એવાં સાધનની જરૂર રહેતી

નથી; તેમ ખોટી કલ્પનાઓ માણુસના દીલમાં ડર પેદા કરે છે, અને આ ભય જીંદગીના આગલ વધવાના રસ્તામાં એક પુલની આડી પડેલી દીવાલ મારફે નડતર લાવે છે. તે માટે ફિલસુફીમાં ભય અથવા ડર છોડી જીંદગીમાં આગલ વધવું એવું શિક્ષણ આપવામાં આવ્યું છે.

જૂના જમાનામાં જેઓ રાજ્યગાદી ઉપર બીરાજતા હતા, તેઓ ધર્મના પણુ મુખીઓ હતા, અને તેઓને રાજઋષીઓ તરીકે ઇતિહાસમાં નોંધેલા છે. આ રાજઋષીઓ માણુસ જાતને જંગલી અવસ્થામાંથી આગલ વધારવાને, કેળવવાને, દુનિયામાં આબાદાની ફેલાવવાને અને ખુદા તરફનો રસ્તો દેખાડવાને કોશેશ કરતા હતા. રાજ્યોની વૃદ્ધિ પણુ કુદરતની યોજનામાં સમાયલી છે, અને પૂર્વ તરફના મહાપુરૂષો રાજ્ય ચલાવવાની વિદ્યા જાણુતા હતા, અને માણુસ જાતના ફાયદા માટે તેઓ પોતાના શિષ્યોને એ માટે જ્ઞાન આપતા આવ્યા છે. પશ્ચિમના ફિલસુફો ધર્મનું મુળ વહેમમાં ગણે છે, જ્યારે પૂર્વ તરફના જ્ઞાનીઓ ધર્મનું મુળ ખુદામાં છે એવું જાહેર કરે છે, અને મનુષ્યના ભાનનું મુળ તથા રાજ્ય ચલાવવાની વિદ્યાનું મુળ પણુ ખુદામાંજ તેઓ સમાવે છે.

પશ્ચિમના વિદ્યાશાસ્ત્રીઓ માણુસને રાજ્યમાંથી ઉત્પન્ન થયેલું પ્રાણી તરીકે ગણે છે, જ્યારે પૂર્વના મહાપુરૂષો જણાવે છે કે મનુષ્ય જીંદગી મીનોઇ છે તે ખુદામાંથી બહાર આવી છે, અને આ દુનિયાના પદાર્થમાં લપેટાવાથી તેનો આગલ વધારો થાય છે. જીંદગી પદાર્થ મારફતે પોતાને જાહેર કરી શકે છે અને તે માટે કુદરતના પિતાએ જીંદગીની વૃદ્ધિ કરવાને વાસ્તે એક મહાન યોજના ઘડી છે, જેનો પહેલો ચિતાર અથવા નમુનો મિનોઇ દુનિયામાં જળવાઇ રહે છે. કુદરતના રાહબરો તે નમુના પ્રમાણે આ નીચલી દુનિયામાં સર્વે જાતની જીંદગી માટે વૃદ્ધિની ક્રિયા અણુદીઠ રીતે ચલાવે છે. તેઓ જણાવે છે કે જમાનાઓ પછી ધર્મ ચઢતા દરજ્જા ઉપરથી હલકા તબક્કા ઉપર આવે છે, જેથી તેનો સંબંધ કુદરત સાથે ઓછો થાય છે. એક પ્રજા જેમ રાજ્ય ચલાવવાની વિદ્યામાં આગળ વધે છે તેમ ધર્મની પણુ વૃદ્ધિ થતી જાય છે. પશ્ચિમમાં એક રાજ્યને માત્ર ઘણી પ્રજાઓ અને ભાગોનું બનેલું ગણુવામાં આવે છે, અને જેમ હાલના જમાનાનો વૈદ દર્દીનું માત્ર બહારનું શરીર જુએ છે અને તપાસે છે, પણુ તેની અંદરની લાગણીઓ અને વિચારો તથા મન માટે તે જાણી શકતો નથી; તેમ પશ્ચિમના લોકો રાજ્ય માટે બહારના ભાગો તરફ વધારે ધ્યાન આપે છે. પૂર્વના લોકો રાજ્ય શા માટે છે, તેની ઉત્પતિ ક્યાંથી

છે, તેના વધારાની કુદરતે શું મતલબ રાખી છે, તે ઉપર બહારના ભાગો તરફ ધ્યાન આપ્યા ઉપરાંત લક્ષ આપતા હતા. ઘણા કુટુંબોની બનેલી જાતો, ઘણી જાતોની બનેલી પ્રજાઓ, એક રાજ્યનો બીજાં રાજ્યો સાથે સંબંધ, જાતો અને પ્રજાઓનો એક એક સાથનો વહેવાર એ સર્વે રાજકારોબારમાં અગત્યની જગ્યા રોકે છે.

પશ્ચિમમાં એવું અનુમાન કરવામાં આવે છે કે માણસ ભરવાડની જીંદગીની જંગલી અવસ્થામાંથી બિનોઇ રાહબરી વગર આગળ વધે છે, અને ધીમે ધીમે મનુષ્ય જાતની ખીલવણી થતાં તે હાલનાં જમાનાના સુધારા ઉપર આવી પુગે છે. પૂર્વ તરફ એવી માન્યતા છે કે જંગલી માણસો સાથે તેઓની રાહબરી કરવાને સારૂ ઉંચા દરજ્જાનાં આગળ વધેલાં આદમીઓ પણ દુનિયામાં હસ્તી ભોગવે છે, જેથી જંગલી અણસમજુ માણસોની વૃદ્ધિને ટેકો મળે છે. હાલના જમાનામાં પણ આપણે જોઇએ છીએ કે અમેરીકા જેવા સુધરેલા દેશમાં રેડ ઇન્ડિયન્સો જેવાં માણસોની હસ્તી રહેલી છે.

એક બે જાતોથી વસાયલું રાજ્ય નાનું અને સાદું ગણાય છે, અને તેની વૃદ્ધિ બહુ આગલ વધેલી હોતી નથી. રાજ્યમાં જેમ વધારો થતો જાય, તેનો વિસ્તાર બહોળા પ્રમાણમાં ફેલાય અને જૂદી જૂદી તેમાં વસ્તી જાતોનું પ્રગટીકરણ આગલ વધે તેમ તે રાજ્યની પણ વૃદ્ધિ આગલ વધે છે.

એક કુટુંબ તે એક સૌથી સાદું નાનું રજ્ય ગણાય છે, ત્યાર પછી ઘણાં કુટુંબોથી બનેલી નાની જાતોમાં તેનો વધારો થાય છે. આગલ વધતાં ઘણી જાતોની બનેલી પ્રજાની ઉત્પત્તિ થાય છે, અને છેલ્લે જૂદી જૂદી ઘણી પ્રજાઓનું બનેલું મોટું રાજ્ય ગણાય છે માણસની વૃદ્ધિ કુટુંબમાંથી શરૂ થાય છે, અને એક કુટુંબ જ્યારે ભટકતી જીંદગી ગુજારવાનું છેડી એક ઠેકાણે વાસો કરે છે, ત્યારે એવાં કુટુંબો અને જાતોથી બનેલો ભાગ એક પ્રજા તરીકે દેશના ભાગોમાં ઠરી ઠામ થઇને રહે છે. એરીસ્તોતલ રાજ્યને ત્રણ ભાગમાં વહેંચી નાખે છે, રાજ્યના ધણી તરીકે એક રાજાની સત્તા હેઠલ ચાલતું રાજ્ય, ત્યાર પછી થોડા માતબર લોકોના હાથમાં રાજ્યની સત્તા ધરાવતું રાજ્ય, અને છેલ્લે પ્રજાસતાક રાજ્ય અથવા લોકોના હાથમાં રાજકારોબારની સત્તા જાય છે.

અસલના જમાનાનો ઇતિહાસ પ્રજાઓની ચઢતી પડતીનો ખ્યાલ આપે છે અને તેઓના સુધારાઓનો ભાસ હજુ સુધી જળવાઇ રહયો છે. હાલની આર્યન પ્રજા પૂર્વ અને પશ્ચિમમાં ફેલાયલી છે, અને આ સર્વે પ્રજાઓની જીંદગીનો, ચિતાર, જૂદા જૂદા દુનિયાનાં દેશો, તેમાં પેદા થતી પ્રજાઓ,

તેઓના પેટા વિભાગો, તેઓની વૃદ્ધિનો માર્ગ એ બધાનો સામટો ચિતાર અથવા નમુનો કુદરતની યોજનામાં સમાયલો છે. આપણા આર્યન બાપ-દાદાઓને ઉત્તર તરફથી નીચે દક્ષિણમાં આવતાં ઘણાં વર્ષો થયાં હતાં, લગભગ ત્રણસોથી ચારસો વર્ષોનો વખત પસાર થયો હતો, અને તે દરમ્યાન મનુષ્ય જાતના ઘણા વંશો અથવા ઓલાદો આ ધરતી ઉપર વસી ગયાં હતાં.

હાલમાં આપણી જીંદગી એક દેશ સાથે સંબંધ રાખે છે જેમાં આપણે વસીએ છીએ, અને વારંવાર આપણો દેશ તજી પહેલેની માફક ભટકતી જીંદગી પસંદ કરતાં નથી, પણ ઘરબાર માંડી કુટુંબ કબીલો વધારી તેને લગતી શક્તિઓ અને ગુણો મેળવીએ છીએ. એક માણસ એકલું હોય છે તે જ્યારે કુટુંબ કબીલાવાળું થાય છે ત્યારે તેની વૃદ્ધિમાં વધારો થાય છે, અને કુટુંબ તરફથી તેનો સંબંધ જ્યારે આગલ વધી, તેનો કોમ, દેશ અને જગત સાથે જોડાય છે ત્યારે તેનું પ્રગટીકરણ ઘણું આગલ વધે છે, અને તે મનુષ્યનુ ભાન સાધારણ સ્થિતિમાંથી આગલ વધી ચઢતા પ્રકારનુ બને છે. ફિલસુફીમાં એવું શિક્ષણ મળે છે કે માણસે યોગ કરવો જોઇએ. તેનો મતલબ એ છે કે માણસે પોતાનું ભાન જે નાના અથવા થોડા પ્રકારનું છે, તેને કુદરતના પિતાના ભાનમાં એક કરવું કે જે ભાન વધારે ચઢતા પ્રકારનું અને મોટા પ્રમાણનું છે, તેમાં મનુષ્યનાં નાના ભાનનો મેળાપ કરવો. એ રીતે તપાસતાં કુટુંબ અને ઘેર ખટલો માણસનાં ભાનમાં વધારો કરે છે, અને રફતે રફતે માણસ કુટુંબમાંથી આગલ વધતું દેશ, પ્રજા અને રાજ્ય સાથે વધારે સંબંધમાં આવે છે, જે તેના અનેક જાતના ગુણો તથા શક્તિઓમાં વધારો કરે છે.

## જીવનું છુટાપણું.

પુર્વના મહાપુરૂષોએ દરેક માણસના જીવને સારૂ વાજબી રીતનાં છૂટા-પણાની અગત્યતા સ્વિકારી છે. માણસ જાતને એક મોટાં ઝાડની ઉપમા આપવામાં આવી છે, અને પાંદડાંઓ, ડાંખલીઓ એ સર્વે કુટુંબો, કોમો, જાતો મિસાલ છે, અને એ સર્વેનાં મુળ તરીકે રાજ્ય ગણાય છે. ફિલ-સુફીમાં એવું જણાવવામાં આવ્યું છે કે સાત મુખ્ય જાતો આ ધરતી ઉપર વસે છે, અને દરેક મુખ્ય જાતમાંથી બીજી સાત પેટાજાતો યા વિભાગો થાય છે; જેઓનાં શરીરનો ઘાટઘટમ, લાગણીઓ, અને વિચારોમાં ફરક રહે છે, જેથી ભાનની વૃદ્ધિમાં પણ દરેક જાતનો તફાવત પડે છે. સાત મુખ્ય

જાતમાંની એક જાત રાજ્ય ચલાવવાની વિદ્યામાં કુશળતા દેખાડે છે; બીજા ભાગો ધર્મ, ફિલસુફી, ક્રિયાઓ, વિદ્યાહુન્નર એ વગેરે, એવા જૂદા જૂદા પ્રકારોમાં પ્રવીણ હોય છે, અને એ સર્વે જાતનાં ભાન ધરાવતાં મનુષ્યો એક બીજાં સાથે ઐક્યતા જાળવી આ ધરતી ઉપર જીવન ગુજારી શકે છે.

એક માણસ જ્યારે બીજા વિચારો ધરાવતાં મનુષ્યો સાથે સબંધમાં આવે છે, ત્યારે તે બીજાની જીંદગીના કાયદાઓ પિછાણતાં શીખે છે, અરસપરસની મદદ આપવાને તેને આવડે છે, અને પોતાને લગતું ઘટતું છૂટાપણું જાળવી તે બીજા ભાગો સાથે સમાધાનીમાં રહી શકે છે. મનુષ્ય જીવ અજ્ઞાન હાલતમાંથી આગળ વધે છે અને તેની વૃદ્ધિ બીજા જીવો સાથે ભેળાવાથી થાય છે. દૂનિયાંનાં બીજાં આદમીઓ સાથે સંબંધમાં આવ્યાથી એક માણસનો જીવ ઘણી જાતની ગુંચવણમાં લપટાય છે જેથી તેનામાં અનેક પ્રકારો ખીલે છે, અને તે માણસનો જીવ જોરાવર, ગુણવાન અને ડહાપણથી ભરેલો થાય છે; તેથી તે પોતાની જીંદગીને લગતા કાયદાઓ રચી શકે છે અને તેના જીવમાં સાદી તથા કમદા જીંદગી ગુજારવાનું ખેંચાણ પેદા થાય છે. જ્ઞાન, ડહાપણ અને સાદાઇને લીધે તે ઐક્યતા જાળવી શકે છે અને છૂટાપણું ભોગવતાં આદમી માફક તે પોતાના પગ ઉપર એકલું ઉભું રહેવાને શક્તિવાન થાય છે. મોટા પુરૂષોની જીંદગીના કાયદાઓ લોક આચાર વિચાર, વહેમો અને રિવાજો ઉપર રચાયલા હોતા નથી, પણ જીવના વાજબી રીતના છૂટાપણા ઉપર રચાયલા હોય છે. દેશમાં વસ્તાં મનુષ્યો જ્યારે કાયદા સાથનું છૂટાપણું ભોગવે છે, ત્યારે રાજ્યની વૃદ્ધિ થાય છે, અને રાજકારોબાર ચલાવવાના હુન્નરમાં દેશના વાજબી હકો ભોગવવાનું કાયદેસરનું છૂટાપણું દેશની ઉંચી પદવી અને રાજકારોબારની ચઢતી હાલત દર્શાવે છે.

હાલના જમાનાનો સુધારો ચઢતી ઉપર જતો હતો, પણ હાલના વખતની ભયાનક લડાઇથી તે આગલ વધતો અટકી પડી ભાંગો છે આ લડાઇથી નવા પ્રકારના સુધારાની યોજનાઓ ચાલુ થઇ છે, મનુષ્ય જીવ વારંવાર જન્મ લે છે અને કર્મના બંધનમાં તે સપડાય છે, એવા વિચારો પશ્ચિમના મુલકોમાં દાખલ થયા છે, અને ઘણી જાતોની નવી હીલચાલો માણસનાં ભલાંને માટે શરૂ થઇ છે. જે દેખાડે છે કે વધારે ચઢતા પ્રકારનો નવી જાતનો સુધારો ભવિષ્યમાં થવાનો સંભવ છે.

ધર્મ અને જીંદગી એક બીજાંથી જૂદાં નથી, પણ ધર્મ જીંદગીમાં પ્રસરી રહે છે. સંસાર વહેવારમાં અને જીંદગીનાં કામોમાં ધર્મનું ખરૂં

રહસ્ય સત્તા ચલાવે છે. તે જીવમાં ચૈતન્ય લાવે છે. મનુષ્યને બ્હોળા વિચારો ધરાવતું, મ્હોટા મનનું અને ઉદાર દીલનું તે બનાવે છે, અને શબ્દો તથા વિચારોનું છૂટાપણું બક્ષે છે. મનુષ્ય જ્યારે ધર્મનું ખરૂં રહસ્ય સમજી શકતો નથી ત્યારે ધર્મનું રૂપ બદલાય છે, અને તે જડવાદી મતો તથા સિદ્ધાંતોથી ભરપુર થાય છે. એક તળાવમાં જો પાણી સ્થિર રહે છે અને તેનામાં પવનની મારફતે સહેજ પણ ખળભળાટ થતો નથી, તો તે પાણી કોઇપણ જાતની હીલચાલ વગર સ્થિર પડી રહેવાને લીધે બીનઉપયોગી અથવા અસ્વચ્છ થાય છે તેવી રીતે માણસની પાસે જો વિચારોને લગતી અમલ સ્વકલ્પનાઓ ન હોય તો તેના વિચારો નકલી અને મંદ થતા જાય છે, તે માટે મનુષ્ય તરીકે વિચારોને લગતું વાજબી રીતનું છૂટાપણું તેને બક્ષવામાં આવ્યું છે, જેથી તે ધાર્મીક, સંસારી, રાજદ્વારી અને વિધઘુજરોને લગતી બાબદોમા પોતાના મનની સ્વકલ્પનાઓ કરી શકે છે, અને તે માટે મતો દર્શાવવાને માણસ તરીકે તેને મળેલાં છૂટાપણાંને આધારે હક ધરાવે છે. નિર્દયતા, સખતાઇ, ગજબ માણસનાં મનની ચંચળતાને દાબી દે છે, અને તેની જીંદગી ઉદાસીનાં વાદળોથી ઢાંકી કરમાવી નાખે છે. તે સારૂ ફિલસુફીમાં એવુ જણાવવામાં આવે છે કે માણસને એક નાની કોટડીમાં કેદ કરવામાં આવે તો તે માત્ર માણસનાં આ દેખાતાં બહારનાં શરીરનુ હીલચાલ કરવાનુ છૂટાપણું જતું રહેલું ગણવામાં આવે છે; પણ જો તેના વિચારોનાં છૂટાપણા ઉપર અટકાવ નાખવામાં આવે તો તે શરીર ઉપરના અટકાવ કરતાં જીવની વૃદ્ધિ માટે વધારે દુઃખકારક અને નડતર સમાન ગણાય છે. એ માટે વિચારોને લગતું છૂટાપણું મનુષ્યને આપવામાં આવ્યું છે અને તેને લગતો તખતો માણસની વૃદ્ધિ માટે બહુ બહોળો રાખવામાં આવ્યો છે. આદમી જ્યારે નવા અથવા જૂના વિચારોને લગતા છૂટાપણાંની હદો સંકોચાવે છે ત્યારે તે સાંકડા વિચારનું અને હલકા ખવાસનું થવાનો સંભવ પેદા કરે છે; કારણકે દુનિયામાં કોઇ વેળા એક નાનાં ઝુંપડામાં પણ એક એમૂલ ગોહર વસ્તુ મલુમ પડે છે, અને મનુષ્ય જીંદગીના ઘણી ભૂલોમાં એકપણ જાતની સચ્ચાઇ રહેલી હોય છે, જે સચ્ચાઇનું કિરણ તેની જીંદગીની ભૂલચૂકો ઉપર સત્ત ચલાવે છે, તે માટે ફિલસુફીમાં સચ્ચાઇના વિચારો ઉપર ધ્યાન આપવાને એતતેમાદ્દા કરી છે.

જેમ મનુષ્યોની જોવાની શક્તિમાં ફેર પડે છે, અને કોઇ દૂરનું જોઇ શકતું નથી, તેમજ કોઇ આગલનું જોવાની ઓછી શક્તિ ધરાવે છે, તેમ

દરેક સચ્ચાઇ મિનોઇ ડહાપણની એક બાજુ દેખાડે છે, અને જેટલા પ્રમાણમાં માણસનું મન સચ્ચાઇને પિછાણતાં શીખે છે તેટલા પ્રમાણમાં તે ડહાપણ મેળવે છે. એ ખીલવણી વિચારોનાં છૂટાપણાં સહનશીલતા, અને મોટાં મનનાં ખુલ્લાં મેદાનમાં થઇ શકે છે, પણ એક ઘરની ચાર દીવાલોમાં કેદ પડેલો જીવ એવું કશું કરી શકતો નથી, તે માટે માણસને ઇચ્છા-શક્તિનું વાજબી રીતનું છૂટાપણું બક્ષવામાં આવ્યું છે. લાંબો વખત ટકી શકે તેવા સુધારાઓ કરવાને સારૂ કેળવણીને લગતા, ધર્મ, સંસાર, રાજ્ય-કારભાર, વેપારવણુજ, વિદ્યાહુનરો, પ્રજાઓની સ્થિતિ, જન્મ, મરણ, કર્મ, મહાપુરૂષોનો દુનિયાં સાથેનો સંબંધ, ખુદાઇ રાહબરી, એ સર્વે બાબદોનું જ્ઞાન ઉપયોગમાં આવે છે.

એક જીવને કેળવવાની મુખ્ય નેમ તેની જૂદા જૂદા પ્રકારની શક્તિઓને બહાર લાવવામાં મદદ આપવાની છે. એક બાળક માત્ર આ દેખાતાં બહારનાં શરીરનુંજ બનેલું નથી, પણ તે ઉપરાંત તે એક મિનોઇ ભાન ધરાવતો જીવ છે, તેટલા માટે હિંદુસ્તાનની પ્રજાને યોગ્ય થઇ પડે તેવી જાતની કેળવણીનું ધોરણ રચાવું જોઇએ, જેથી કેળવણીની મારફતે હિંદનાં બાળ-કોનાં જીવોની વૃદ્ધિ થવામાં અડચણ પડે નહિ, અને દેશને લગતું દરેક પ્રકારનું જ્ઞાન તેઓ મેળવી શકે એવી આશા રાખવામાં આવે છે.

અપરાધી મનુષ્યોની જીંદગીનો સવાલ વારંવાર જન્મ મરણના નિયમ ઉપરથી જો સમજવાની કોશેષ કરવામાં આવે તો અપરાધીઓને માત્ર નિર્દય પ્રકારની શિક્ષા કરવાને બદલે તેઓનો સુધારો થાય, કોઇપણ પ્રકારની તાલીમ મળે, અને મહેનતુ જીંદગી પસંદ કરે એવી જાતની તેઓને કેળવવાનો યુક્તિઓ તેઓને માટે ફાયદાકારક ગણાય છે. જૂદી જૂદી જાતનાં નાનાં સંસ્થાનો તેઓને માટે બનાવી ત્યાં દયા અને પ્યારથી તેઓની ભૂલો સુધારવાને અનુકુળ થઇ પડે તેવા ખુશકારક સંજોગોમાં રાખી, જો યોગ્ય તાલીમ આપવામાં આવે તો અપરાધી માણસની જીંદગીમાં ઘણો ફેરફાર થઇ શકે છે, અને સારી રીતે જીંદગી ગુજારવાની તેઓને ફરીથી તક મળે એવી જાતનાં યોજનાઓ રચાવી જોઇએ. કારણકે ફિલસુફીમાં જણાવવામાં આવ્યું છે કે દોષીત માણસો અનુભવ વગરના નવા નાના જીવો હોય છે, જેઓ જ્ઞાન અને અનુભવ વગર લાલચોની જાળમાં વધુ સપડાય છે, માટે તેઓ સાથે નિર્દયપણે વર્તવા કરતાં તેઓને કેળવવાની, તેઓની આજુબાજુના સંજોગોમાં ફેરફાર કરવાની અને મદદ આપવાની વધુ જરૂર જણાય છે.

મહેનત, મજુરી અને કામકાજને લગતો સવાલ મનુષ્ય જીંદગીમાં અગત્યની જગ્યા રોકે છે માણસના જીવના ઉત્તમ પ્રકારો કામકાજની મારફતે જાહેર થાય છે, અને મહેનત તથા કામકાજ કરતી વેળા જીવમાં છૂપાએલી ઉત્પન્ન કરવાની શક્તિને આદમી ઉપયોગમાં લે છે કે જે શક્તિ દરેક માણસમાં રહેલી છે. તે માટે ફિલસુફીમાં એવું શિક્ષણ મળે છે કે મહેનત મજુરી અને કામકાજમાં આનંદ સમાયલો છે. કે જે ખુશાલી મનુષ્ય જીરમાં સમાયલી ઉત્પન્ન કરવાની શક્તિ લાવે છે. તેનું કારણ એ છે કે પ્રાણીમાત્ર હીલચાલ કરવાનું પસંદ કરે છે, અને મનુષ્ય જીવ પણ સ્થિર રહેવાના કરતાં તેના વધારાને માટે ગતિ અથવા હીલચાલને પસંદ કરે છે. જ્યારે મનુષ્યની શક્તિ ઉપરાંત અધિક મહેનત મજુરી કરવામાં આવે છે ત્યારે તે માટે અણગમો પેદા થાય છે, તે વાસ્તે મહેનતને જીવને ખુશ લાગે તેવી અને સારી મજુરી અથવા કિંમત પેદા કરે તેમ ખેંચાણકારક કરવી જોઇએ. દરેક માણસને તેની કામ કરવાની શક્તિઓ અને ગુણોના પ્રમાણ પ્રમાણે વાજબી દામ આપ્યાથી મહેનત અને પૈસો અથવા ધણીઓ અને મજુરો વચ્ચેનો અસંતોષ મોટે ભાગે દૂર થાય છે. દુનિયાના નવા સુધારાઓમાં મહેનતનો દરજ્જો ચઢતો થશે, અને તેને જીવને સંતોષ મળે તેમ શોભાયમાન કરવામાં આવશે કારણકે કુદરત રૂપાળી અને સુંદર છે, અને તેણીમાંથી દુનિયામાં સઘળે ઠેકાણે ખુબસુરતીનો ઝરો વહે છે. હાલમાં માણસો જેઓ મનની શક્તિઓ અને હોશિયારી ધરાવે છે, તેઓ કામકાજ કરવાને સારૂ મજુરો રોકે છે, પણ જ્યારે કેળવાયલાં અને હોશિયાર મનુષ્યો મહેનત અને કામકાજ ઉપાડી લેશે, ત્યારે દરેક જાતનો ધંધોરોજગાર આગલ વધશે અને મહેનતની પદ્ધિમાં વધારો થશે માણસને કામ કરવાને લલચાવવાને કુદરતે મનુષ્યની નજર આગલ ત્રણ ઇનામો ધર્યાં છે, માન, સત્તા અને દોલત, જે મેળવવાને માણસ જીંદગી દરમ્યાન મહેનત કરે છે.

અસલના વખતમાં ભણેલા પંડીતો પાસે દોલત ન હતી પણ જ્ઞાન હતું અને તેથી તેઓને માન મળતું હતું; વેપારી વર્ગ પાસે પૈસો હતો જેને તેઓ જ્ઞાન અને દેશનો આગલ વધારો કરવામાં ઉપયોગમાં લેતા હતા; અને જેઓ કામ કરવામાં પ્રવીણ હતા તેઓના હાથમાં સત્તા રહેતી હતી એ દરેક પ્રકારમાં આનંદ સમાયલો હતો કારણકે દરેક વર્ગ દેશને આગલ વધારવાને ખુશીથી મહેનત લેતા હતો.

ભવિષ્યના નવા સુધારાઓમાં દરેક આદમી પોતાને લાયકનું કામ લેશે, અને એ રીતે પોતાની ફરજ બજાવશે, કારણકે દુનિયાના મોટા નરો તે

ભેળા મનુષ્યને ફાયદો કરે તેવા નિયમો ઘડશે અને ડાહ્યા મનુષ્યોના હાથમાં સત્તા અથવા અખત્યાર રહેવાથી અણસમજૂ, નબલાં મનુષ્યની ઉન્નતી કરવાને તે ફાયદાકારક થઇ પડશે. તે સુધારાઓમાં ગરીબ માણસોનાં સુખ તરફ વધુ ધ્યાન આપવામાં આવશે, તેઓની કેળવણી અને સગવડોમાં વધારો થશે; કારણકે દરેક દેશનો મુખ્ય પાયો ગરીબ વર્ગ હોય છે, તેઓની મહેનતથી આપણે જીંદગીની સગવડો ભોગવીએ છીએ. જે સુધારામાં આ વર્ગના વધારા અને સુખ સગવડો તરફ કાળજી રાખવામાં આવતી નથી તે સુધારો આગલ વધવાને બદલે પાછલ હઠે છે

હિન્દ દેશમાં જે વર્ગને પછાત ગણવામાં આવે છે તે વર્ગને જ્યાંસુધી આગલ વધારી તેઓને અનેક પ્રકારે કેળવી ઉપયોગમાં લેશે નહિ, ત્યાંસુધી હિંદની વૃદ્ધિ થવામાં વિલંબ થશે; કારણકે ખુદા દરેક જીવને એક સરખી રીતે જુએ છે અને કોઇને ન્યાતબહાર અથવા હલકો ઉંચો એમ ગણતો નથી.

આ દેશમાં પથ્થરનાં બનાવેલાં મંદિરોની આપણે પુજા કરીએ છીએ, પણ ખુદાનાં બનાવેલાં મંદિરો જે ઉતરતા તબકા ઉપર આવેલો આ મનુષ્યનો વર્ગ છે તે માટે બેદરકાર રહીએ છીએ. એ ગફલતી માટે એક પ્રજા તરીકે આપણે જવાબદાર છીએ અને તેનો બદલો દેશની પડતી હાલતમાં કુદરત તરફથી મળે છે. એ વાસ્તે ગરીબ અને ન્યાતબહાર ગણાતા લોકોના વર્ગને વૃદ્ધિનાં ચઢતાં પગથિયાં ઉપર લાવવાની કોશેષ થવી જોઇએ. ધર્મખાતાંઓ, ઉદ્યોગશાળાઓ અને મંદિરો તેઓ માટે ખુલવાં જોઇએ, કારણકે ખુદા ઉતરતા વર્ગના લોકોની ભક્તિ અને પ્યારથી અપવિત્ર થતો નથી, આદમીની મલિનતા તેને બગાડી શકતી નથી, તે માટે ખુદા તેની દરેક ઉત્પત્તિને ચાહી શકે છે. તેની પવિત્રાઈ અને ચાહ એટલો ઉત્તમ હોય છે કે તે વગર ડરે આ દૂનિયામાં સર્વે માટે એક સરખી ઢપે સૂર્યની રોશની માફક પ્રકાશે છે.

હાલમાં એક પુરૂષના હવસનો ભોગ થઇ પડેલી અબલા દૂનિયામાં દરેક રીતે દુઃખને પાત્ર થાય છે, તે માટે ભવિષ્યનો સુધારો નર અને નારી બેઉને એક સરખી રીતે જવાબદાર ગણી બેઉ જાતિને વાજબી ઇનસાફ આપસે.

જેમ શરીરના દરેક ભાગો એક બીજા ઉપર આધાર રાખે છે, અને એક નાના ભાગને ઇજા થઇ હોય છે તો આખા શરીરમાં પીડા ઉત્પન્ન થાય છે, તેમ જાતો અને પ્રજાઓ પણ એક બીજા ઉપર આધાર રાખી આ

ધરતી ઉપર જીવન ગુજારે છે. એક માણુસને પહેલાં કુટુંબ તરફ ફરજ ગુજારવાની છે અને ત્યાર પછી કોમ અને દેશ તરફ ધ્યાન આપવાનું હોય છે જીંદગીના સંજોગો અને કેળવણીને આધારે જુદા જુદા પ્રકારનાં તે કામો કરી શકે છે દરેક જણને અનેક પ્રકારની જીંદગીમાં તકો મળે છે, પણ જ્યારે માણસ મળેલી તકોને જતી મૂકે છે ત્યારે તેના જીવનો વધારો થઇ શકતો નથી, અને સારાં કામોમાં પોતાનો ભાગ આપી શકતો નથી; કારણકે ફિલસુફીમાં એવું જણાવ્યું છે કે જેઓ ખુદાને પોતાની જીંદગી અર્પણ કરે છે, અને તેના રોશનીના તારાના આશરા હેઠલ જીવન ગુજારે છે, તેઓ જીંદગી ઉપર ખચ્ચીત ફતેહ મેળવી શકે છે અને તેઓનાં કામોમાં જશ રહેલો છે.



